તત્વજ્ઞાનમાળા ગ્રંથ ૧લો.

# બ્રહ્મવાદપ્રદીપ

વા

# નિર્ગુણભક્તિવાદ.



લેખક અને પ્રકાશક:

**સરૈયા મણિલાલ સોમચંદ,**

બી. એ (ઑનર્સ); એમ. આર. એ. એસ;

શ્રી બાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત પારિતોષિકવિજેતા.

અમદાવાદ.

" સ્વપ્રકાશથી જેણે [illegible]ના નાશ કર્યો છે,
તેવા પરમસત્યની અમે ઉપાસના કરીએ છીએ "

શ્રી[illegible]ત.



કિંમત રૂ. [illegible]-૧૨-૦.

તત્વજ્ઞાનમાલા ગ્રંથ ૧લો.

# બ્રહ્મવાદપ્રદીપ

વા

# નિર્ગુણભક્તિવાદ.


લેખક અને પ્રકાશક:

સરૈયા મણિલાલ સોમચંદ,

બી. એ (ઑનર્સ); એમ આર. એ, એસ;

શ્રી બાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત પારિતોષિકવિજેતા.

અમદાવાદ.


" સ્વપ્રકાશથી જેણે અંધકારનો નાશ કર્યો છે
તેવા પરમસત્યની અમે ઉપાસના કરીએ છીએ. "

શ્રીમદ્ ભાગવત.


આવૃત્તિ ૧લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૨. સને ૧૯૨૬.

કિંમત રૂ. ૧-૧૨-૦.

## કર્તાના બે બોલ.

આપણા ગુજરાતી સાહિત્યમાં સ્વતંત્ર તત્ત્વજ્ઞાનનું સાહિત્ય ઘણું ઓછું છે. સ્વર્ગસ્થ રા. રા. મણિભાઈ નભુભાઈ દ્વિવેદીએ આ દિશામાં પહેલ કરેલી જણાય. ત્યાર પછીથી કેટલાક છુટક અને આદરણીય પ્રયાસો તદ્વિષયક પ્રેમીજનોથી લેખોદ્વારા થયા છે. ગુ. વ. સોસાયટી અને વડોદરા રાજ્યના વિદ્યાધિકારી તરફથી પુસ્તકદ્વારા કંઈક પ્રયાસો થયા છે. આજ દિશામાં પ્રયાસ કરવાનો મારો વિચાર છે, અને તેમાં આ મારો પહેલ વહેલો પ્રયાસ છે; અને તેમાં ખામીઓ પણ હોય એ સ્વાભાવિક છે. વિદ્વદ્વર્ગ તે તરફ સહાયતાથી જોશે અને જણાવશે એવી હું આશા રાખું છું.

આ પ્રયાસમાં પ્રમાણત્રયી, ભક્તિદર્શનો અને શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાની અને નિર્ગુણભક્તિના પ્રસરાવનાર શ્રીમદ્ વલ્લભાચાર્યજીના ગ્રંથોનો મુખ્યત્વે આધાર લીધો છે; અને તે ગ્રંથોનો યથાશક્તિ અભ્યાસ કરીને જ આ ગ્રંથ પ્રયોજ્યો છે. સમજણ ફેરની ક્ષતિઓ હોય તો સાંપ્રદાયિક વિદ્વાનો તેમજ અન્ય દાર્શનિક વિદ્વાનો તેમને બતાવશે તો સાભાર તેમનો સ્વીકાર થશે.

ગુજરાતમાં શાંકરમતવાદી પંડિતો વિશેષ જોવામાં આવે છે. તેઓ શંકરાચાર્યજીના દર્શનને મુખ્યત્વે વેદાન્ત

તરીકે ઓળખાવે છે. અને ઓળખે છે. ખરેખર આજ દર્શનને હાલ લોકોનો મોટો ભાગ વેદાન્તસંજ્ઞાથી ઓળખે છે એ ભૂલ છે. વસ્તુતાએ વેદના અંત ભાગ ઉપનિષદો પર અવલંબતાં સર્વ દર્શનો વેદાન્ત સંજ્ઞાને યોગ્ય છે. આથી વેદાન્તસંજ્ઞા ઉપનિષદોના સમન્વયરૂપ બ્રહ્મસૂત્રોને પણ લાગે; અને તેથી સર્વ બ્રહ્મસૂત્રભાષ્યાકારો વેદાન્તી છે, કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, દ્વૈત, શુદ્ધાદ્વૈત, વિગેરે મતો વેદાન્તની શાળાઓ છે; અને તેમના થોડોક ઉલ્લેખ ગ્રંથમાં થયેલો છે કે જેથી શુદ્ધાદ્વૈતીઓના તત્ત્વજ્ઞાન પરત્વે શા ગુણદોષ છે તે જણાય. આ ગ્રંથ પ્રયોજવામાં તેમના મૂળ ગ્રંથોનો જ ઉપયોગ કરેલો છે.

શેઠ બાલાભાઇએ ૨૫) નકલોના શ્રીપૃષ્ટિમાર્ગીય લાયબ્રેરીના ઑનરરી સેક્રેટરી શાહ મોહનલાલ લલ્લુભાઇએ ૧૦) નકલોના ગ્રાહકો થઇ મદદ કરી છે; તથા સરૈયા ચીમનલાલ સોમચંદે પ્રુફ સુધારી મદદ કરી છે. તેમનો આ સ્થળે ઉપકાર માનવાની તક લઉં છું.

**મ. સો. સરૈયા.**



## ગ્રંથ રચવામાં પ્રમાણ તરીકે લીધેલા ગ્રંથોનો પરિચય.

| | | |
|---|---|---|
| ઇશોપનિષદ્ | નિર્દિષ્ટ નામ. | ઈ. ઉ. |
| છાંદોગ્યોપનિષદ્ | ,, | છાં. ઉ. |
| કેનોપનિષદ્ | ,, | કે. ઉ. |
| કઠોપનિષદ્ | ,, | ક. ઉ. |
| તૈત્તિરેયોપનિષદ્ | ,, | તૈ. ઉ. |
| શ્વેતાશ્વતરોપનિષદ્ | ,, | શ્વે. ઉ. |
| મુણ્ડકોપનિષદ્ | ,, | મુ. ઉ. |
| માણ્ડૂક્યકારિકા | ,, | મા. કા. |
| બૃહદારણ્યકોપનિષદ્ | ,, | બૃ. ઉ. |
| ગોપાલતાપનીયોપનિષદ્ | ,, | ગો. ઉ. |
| બ્રહ્મસૂત્રો | ,, | બ્ર. સૂ. |
| શાંકર બ્રહ્મસૂત્રભાષ્ય | ,, | શાં. બ્ર. ભા. |
| વેદાન્તસાર | ,, | વે. સા. |
| રામાનુજ બ્રહ્મસૂત્રભાષ્ય | ,, | રા. બ્ર. ભા. |
| શ્રીમદ્ ભગવદ્ગીતા | ,, | ભ. ગી. |
| શ્રીમદ્ ભાગવત | ,, | ભા. |
| શાંડિલ્યસૂત્રો | ,, | શાં. સૂ. |
| નારદ ભક્તિસૂત્રો | ,, | ના. સૂ. |
| ભક્તિમીમાંસા | ,, | ભ. મી. |
| ષોડશ પ્રકરણ ગ્રંથોમાં | ,, | ષો. પ્ર. ગ્રં. |

| | | |
|---|---|---|
| તત્ત્વદીપ નિબંધ | ” | ત. નિ. |
| તથા પ્રકાશ | ” | ત. નિ. પ્ર. |
| શ્રુતિગીતા | ” | શ્રુ ગી. |
| પત્રાવલંબન | ” | પ. |
| અણુભાષ્ય | ” | અ. ભા. |
| નિરોધ લક્ષણ | ” | નિ. લ. |
| સાંખ્ય કારિકા | ” | સાં. કા. |
| સર્વમત સંગ્રહ | ” | સ. સં. |



# વિષયાનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૧૦ | અપણા | આપણા |
| ૧૨ | ૭ | ભારવર્ષને | ભારતવર્ષને |
| ૨૨ | ૨ | કારણ | (ન જોઇએ) |
| ૨૯ | ૨૨ | ભાણ્ડારક | ભાણ્ડારકર |
| ૩૨ | ૧૯ | માગના | માર્ગના |
| ૩૪ | ૧૭;૨૦ | વિક્ત | વિકૃત. |
| ૩૫ | ૮ | દૃષ્ટાન્તસાં | દૃષ્ટાંતમાં |
| ૩૬ | ૩,૧૪ | અદ્વત, જીવનપણું | અદ્વૈત, જીવપણુ. |
| ૩૯ | ૩ | રાત્રિદિવસ પસાર કર્યા | (ન જોઇએ) |
| ૪૧ | ૫,૭ | તત્વો, સ્ફુરે છે | તત્ત્વો, સ્ફુરે છે |
| ૪૩ | ૧૮ | આવીર્ભાવ | આવિર્ભાવ |
| ૪૫ | ૧૮ | અંતર્યાર્મીને | અંતર્યામીને |
| ૪૮ | ૬ | વદિકમાર્ગનો | વૈદિકમાર્ગનો |
| ૪૮ | ૧૧ | કર્મમીમાંસા | કર્મમીમાંસાના |
| ૫૦ | ૧ | અસત્યપણા | અસત્યપણાથી |
| ,, | ૫ | ત. નિ ૮૦–૮૧ | ત. નિ. ૨. ૮૦–૮૧ |
| ૫૩ | ૮ | પોતાની | પોતાના |
| ,, | ૧૫ | વિચારક | વિચાર |
| ૫૮ | ૧ | વલ્લ | વલ્લભ |
| ,, | ૧૦,૨૦ | બાહ્ય, બ્રહ્મને | બાધ્વ, બ્રહ્મનો |
| ૫૯ | ૩ | વલ્ભ | વલ્લભ |
| ૬૦ | ૨ | કૌશમાં | કૌંસમાં |
| ૬૧ | ૩ | અંશ–વિશ્વ | અંસ=વિશ્વ; |
| ,, | ૧૮ | ઉત્કાતિવાદ | ઉત્ક્રાન્તિવાદ |
| ૬૪ | ૭ | સ્કેટ્ટીક | સ્કેપ્ટીક |
| ,, | ૨૨ | નો......સ્વીકારિ | ને......સ્વીકારી |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૬ | ૮ | જ્ઞાત એવ | જ્ઞાત એવ |
| ૬૮ | ૭ | આપદ | આપદ્ |
| ,, | ૮ | અણુભાષ્ય | અણુભાષ્ય |
| ૭૩ | ૨ | નિર્દયતા | નિર્દયતા |
| ૭૫ | ૧૭,૨૨ | નહી, કરાવવાનો | નહિ, કરાવવાનો |
| ૭૬ | ૧૩ | મુળ | મૂળ |
| ૭૭ | ૪ | ,, | ,, |
| ૭૯ | ૧૭ | પુણ | પૂર્ણ |
| ૮૦ | ૧ | આત્મામા | આત્માને |
| ૮૫ | ૮ | નૈવાયિક | નયાયિક |
| ૮૭ | ૧૦-૧૧ | વ્યાસાભ્યાસમ | વ્યાસાભ્યામ્ |
| ૯૦ | ૧૩ | તરવા | તારવા |
| ૯૧ | ૧૭,૨૨ | નથી, નિશેષ | થઈ, વિશેપ |
| ૯૨ | ૯ | માજર | માજર |
| ૯૩ | ૧૦,૧૯ | રૂપે રૂપે, ઉત્તેજનાર | રૂપે, ઉત્તેજનાર |
| ૯૬ | ૩ | બુદ્ધના | બુદ્ધિના |
| ૯૭ | ૮ | સુપ્તિનિ | સુપ્તિને |
| ૯૮ | ૧૯ | સ્ત્રી | સ્ત્રી |
| ૯૯ | ૧૭ | કટ | કૂટ |
| ૧૦૦ | ૧૧ | કહેવાથ છે | કહેવાય છે |
| ૧૦૪ | ૧ | ઉત્તમત્તાઓ | ઉન્મતાઓ |
| ૧૦૭ | ૭ | મતવાદીઓ | મતવાદીઓએ |
| ૧૦૮ | ૨૦ | જોને | તેને |
| ૧૦૯ | ૧૮ | સ્વિકારે | સ્વીકારે |
| ૧૧૦ | ૧૭ | જેમ | તેમ |
| ૧૧૩ | ૧૬,૨૨ | ઈશ્વર આનંદથી | ઇશ્વર, અનંદની |
| ૧૧૫ | ૩ | જગત્ છે, ઉપાદન | છે, ઉપાદાન |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૧૮ | સઈ | લઈ |
| ૧૧૮ | ૮ | કુટસ્થ | કુટસ્થ |
| ૧૨૦ | ૧૭,૨૨ | બાહારની, બહ્યાર્થ | બહારની, બાહ્યાર્થ |
| ૧૨૨ | ૮ | અસત્યવાન્ | અસત્ય |
| ૧૨૫ | ૧૧ | શાકરવેદનો | શાંકરવેદાન્તે |
| ૧૨૬ | ૪ | ભક્તે | ભક્તને |
| ૧૨૯ | ૨૧ | થાયકે | પોતાની |
| ૧૩૦ | ૨૦ | શાસ્ત્રા | શાસ્ત્રો |
| ૧૩૧ | ૫ | સ્વચ્છોનુ | સ્વચ્છાસ્ત્રોનું |
| ,, | ૧૭ | પ્રભુ અનુરાગ | અનુરાગ પ્રભુ |
| ૧૩૨ | ૯ | શ્રી નારદ | શ્રીનારદના મતે |
| ,, | ૧૦ | તેવા ભક્તે | તેવો ભક્ત |
| ૧૩૪ | ૧૫ | ૧ ૧૩ | ૧-૧૩ |
| ,, | ૧૭,૨૦ | સ્રાદિ, સ્રી | સ્ત્રાદિ, સ્ત્રી |
| ૧૩૬ | ૧૭ | ધામક | ધાર્મિક |
| ૧૩૭ | ૧ | અધાગતિની | અધોગતિની |
| ૧૩૮ | ૪ | મર્તિમાંજ | મૂર્તિમાંજ |
| ૧૪૨ | ૧,૨૧ | રામાનુજએ | રામાનુજીઓ. |
| ૧૪૩ | ૧૪,૨૧ | કંઇઇ, એક | કંઇક, એ એક |
| ૧૫૧ | ૪ | ગણુ | ઘણુ |
| ૧૫૨ | ૧૩,૨૦ | વલ્લભ, ભક્તિનું | વલ્લભે, ભક્તનું |
| ૧૫૪ | ૨ | તની સર્વભવન સમર્થ શક્તિ | તેની સર્વભવન સમર્થ શક્તિ |
| ૧૫૫ | ૫ | પરિણામવાદમાં | પરિણામવાદના |
| ,, | ૧૦ | ज | અ |
| ૧૫૮ | ૨ | સંબંદ્ધ | સંબદ્ધ |
| ૧૬૨ | ૩, | સીસ્ટમ, | સીસ્ટમ, |

# ૧ ઉપોદ્‌ઘાત.

હિંદનું જીવન ધર્મ છે. તેનો આધાર વેદ છે. વેદ શબ્દ જ્ઞાનવાચક હોવાથી સર્વ પ્રકારના જ્ઞાનને વર્ણવનારાં પુસ્તકો–સમુચ્ચયરૂપે વેદ છે. જ્ઞાનના અનેક પ્રકાર છે, અને તેથી જે જ્ઞાન જીવનનિકટના પ્રશ્નોને ચર્ચે છે તે તત્ત્વજ્ઞાન કહેવાય છે. જીવનના અંતિમ પ્રશ્નોને તે ચર્ચે છે, એટલું જ નહિ, પણ આદર્શજીવનકલા કેવી હોય તેનું વર્ણન કરી તેને સિદ્ધ કરવા નિયમો બતાવે છે કે જેથી મનુષ્ય તેવા પ્રકારનું જીવન ગાળી શકે. આને માટે પૂર્વકાલમાં અનેક ઋષિમુનિઓએ તેમજ તત્ત્વચિંતકોએ વિચાર કરેલા છે; અને તે વિચારશ્રેણીઓ ત્રણ પ્રવાહમાં વહે છે કે જે નીચે પ્રમાણે છે; કર્મયોગ, જ્ઞાનયોગ, અને ભક્તિયોગ. આ ત્રણેમાં ચિત્તસ્થિર કરવા પૂરતું યોગનું સ્થાન છે. આ ઉપરાંત એક સ્વતંત્ર મોક્ષમાર્ગ યોગ છે. ઉપર કહ્યા તેમાં યોગનું સ્થાન ભક્તિયોગમાં વિશેષ છે.

ધર્મ બે પ્રકારનો છે. નિવૃત્તિમય અને પ્રવૃત્તિમય. ઈંદ્રિયોની બહિર્મુખતા હોઇ બહારના જગતના પદાર્થોની પ્રાપ્તિ માટે જે પ્રયાસ થાય છે તેને આપણે પ્રવૃત્તિ કહીએ. નિવૃત્તિમાં આંતરિક દૃષ્ટિ કરી આંતરિક જીવનમાં વધવાનું છે. તેથી નિવૃત્તિ તે આંતરિક પ્રવૃત્તિ છે. પ્રવૃત્તિ ધર્મોમાં મુખ્યત્વે આચાર ધર્મ આગળ પડતો ભાગ ભજવે છે. અં-

તિમ ફૂટ પ્રશ્નોના નિકાલ જાણી-દૈવી જીવન તરફ જવાના માર્ગની તૈયારી રૂપે જે જીવન આદરાય છે, એ ધાર્મિક પ્રવૃત્તિમય જીવન કહેવાય છે. નિવૃત્તિધર્મ પણ બે પ્રકારનો કહી શકાય. પ્રવૃત્તિનિવૃત્તિધર્મ અને નિવૃત્તિનિવૃત્તિધર્મ. આંતરિક જીવનમાં પ્રવેશ કરવા માટે એ બે પ્રકારમાંથી કોઇ એકની આવશ્યકતા સ્વીકારાયેલી છે. શુદ્ધયોગમાર્ગ તેમજ જ્ઞાનમાર્ગ બીજા પ્રકારનો છે, જ્યારે ભક્તિમાર્ગ પહેલા પ્રકારનો છે કે જેમાં જગત્નો સ્વીકાર કરી લેઇ, જીવ ઈશ્વરનો ભેદ સ્વીકારી લઇ, પ્રતીકદ્વારા સંસારમાં રહેવા છતાં પણ પ્રવેશ થાય છે. પહેલામાં સંસારનો ત્યાગ કરી પ્રવેશ કરાય છે. કહેવાની જરૂર નથી કે ભાક્તમાર્ગ કુદરતીમાર્ગનો સ્વીકાર કરી આંતરિક વિરાગ ઉપર ભાર મૂકે છે, જ્યારે જ્ઞાનમાર્ગ કે યોગમાર્ગ બહિર્વિરાગ કે સંન્યાસ તરફ ઝૂકતું હોય એમ લાગે છે. બંને માર્ગ પ્રશસ્ત છે, પણ બીજો માર્ગ અતિ કઠિન હોઇ દૃઢમનવાળા પુરૂષોને ગ્રહણ કરવા યોગ્ય છે; નહિતો તે પુરૂષો અધોગામી બની સમાજને અધોગામી બનાવે છે.

જે ત્રણ માર્ગો કહ્યા તે દૃષ્ટિભેદથી જ ગણ્યા છે, કારણ કે જ્ઞાનયોગમાં કર્મ કે ભક્તિનો અભાવ નથી, પણ જ્ઞાનનું તેમાં પ્રાધાન્ય છે; અને તેવીજ રીતે ભક્તિયોગમાં ભક્તિનું પ્રાધાન્ય હોઇ હૃદયભાવ ઉપર વિશેષ ભાર મૂકે છે. ભક્તિમાં જ્ઞાન કે કર્મનો અભાવ નથી.

વૈદિક કર્મ કે યજ્ઞમાર્ગ સંપૂર્ણ વર્ણાધિકાર ગ્રહણ કરે છે. તેથી મોક્ષનાં દ્વાર બ્રાહ્મણ મુમુક્ષુ અને પૈસાદાર મુમુક્ષુ માટે ખુલ્લાં રાખે છે, પણ સર્વજનસમાજ માટે બંધ રાખે છે. જ્ઞાનમાર્ગમાં તેવો બંધ ઢીલો છે, પણ વૈદિક જ્ઞાન-માર્ગ સર્વમાટે ખુલ્લો હોય એમ જણાતું નથી. એકલો ભક્તિમાર્ગજ સર્વને માટે ખુલ્લો છે. તે પંથે પળી સર્વ કોઇ પોતાનો મોક્ષ સાધી શકે છે. ભક્તિના બે પ્રકાર છે; સગુણ અને નિર્ગુણ. સગુણ ભક્તિમાં અમુક દૃષ્ટિથી કોઇ ગુણવાળા–સાત્ત્વિક, રાજસિક, કે તામસિક–દેવને ભજવામાં આવે છે. આને વલ્લભાચાર્ય ઉપાસના કહે છે. ત્રિગુણાતીત કે નિર્ગુણ પ્રભુની ફક્ત પ્રેમ માટે કોઇપણ આશય સિવાય જે ભક્તિ કરાય છે તેને નિર્ગુણ ભકિત કહેવામાં આવે છે, આવી નિર્ગુણ ભકિતના પ્રચારક શ્રી વલ્લભાચાર્યજી છે.

મહાન્ પુરૂષો જગદ્વન્દ્ય છે, કારણ કે તેમનાં ચરિત્રો અને ઉપદેશો જગદ્ઉપકારક છે. તેઓ અમુક પ્રાંત કે પંથના નથી અને જો કે અમુક પંથના માણસો વિચાર આંદોલનો અમુક માણસ પાસેથી વિશેષે કરીને મેળવે છે તેથી તે તેમનાજ છે, અને બીજાના નથી એમ કહી શકાય નહિ; કારણ કે તેમનાં ચરિત્રો બોધદાયક હોઇ મનુષ્ય જાતને આદર્શ રૂપ થઇ પડે છે. તેવુંજ ચરિત્ર શ્રી વલ્લભાચાર્યજીનું છે. તેઓ શ્રી એક પરમ ભાગવત છે. એટલુંજ નહિ પણ એક મહાન્ તત્ત્વવિચારક છે. પંદરમા

અને સોળમા શતકમાં તેમણે ભક્તિમાર્ગનો પ્રચાર દક્ષિણ હિંદ, ઉત્તર હિંદ અને ગુજરાતમાં કર્યો. બંગ દેશના ચૈતન્યસ્વામી કે ગૌરાંગ પ્રભુના તે સમકાલીન હતા અને વયમાં તેમના કરતાં આઠેક વર્ષે મોટા હતા, હિંદમાં તે સમય રાજ્યક્રાન્તિ અને ધાર્મિક અરાજતાનો હતો, તેથી તેવા સમયમાં તે વીર આચાર્યે હિંદુધર્મની રક્ષા કરી, પ્રજામાં જે નવીન ચેતન રેડયું તેજ તેમની મહત્તાનો પૂરાવો છે, આવા મહાન્ આચાર્ય તરફ પ્રજાનો અણગમો હોય એ સંભવિત નથી; પણ અજ્ઞાનથી મૂઢ થયેલા પાશ્ચાત્ય વિદ્વાનોના દુષ્ટ અભિપ્રાયોથી તેમના તરફ વિદ્વાન તેમજ નિરક્ષર વર્ગ કેટલેક અંશે ઘૃણાથી જુવે છે. જો તેમ હોય તો તે નાબુદ થઇ જઇ, તેમના ગ્રંથોને અને તત્ત્વજ્ઞાનને કંઇક અંશે જાણે સહૃદયતાથી જુવે એ કર્ત્તાનો ગ્રંથ પ્રયોજનમાં ઉદ્દેશ છે.

વિચારદૃષ્ટિમાં શંકરાચાર્યનું સ્થાન હાલ હિંદમાં અદ્વિતીય જણાય છે; પણ તે ફક્ત જ્ઞાનદૃષ્ટિથીજ ગણી શકાય. જીવનમાં એકલા જ્ઞાનનુંજ સ્થાન નથી. કર્મ અને ભક્તિનાં પણ સ્થાન તેમાંજ છે. વિચાર, કર્મ અને હૃદયભાવ કે લાગણીનો સંપૂર્ણ સમન્વય પૂર્ણયોગમાં થવો જોઇએ, પણ જીવન આ ત્રણે બાબતમાં પૂર્ણતા ભાગ્યેજ એક વ્યક્તિમાં મેળવી શકે છે, અને તેથી મનુષ્યની બુદ્ધિ પણ એકજ પ્રવાહમાં તણાઇ જઇ, જ્ઞાનદૃષ્ટિની પૂર્ણતાને જીવ-

નની સંપૂર્ણતા માને એ સ્વાભાવિક જણાય છે, પણ તેથી તેમાં તત્ત્વજ્ઞાનની પૂર્ણતા થઇ એમ કહી શકાય નહિ. હૃદયના ભાવથી પૂર્ણતા મેળવવાનો ભક્તિમાર્ગ મશહૂર છે, અને તે પથે પણ ઘણા ભક્તજનો ગયા છે; અને મહર્ષિઓએ તેમજ તત્ત્વચિંતકોએ તેને વધાવી લીધો છે. તેનો ઉપદેશ કરનારા ઘણા આચાર્યો થઇ ગયા છે, અને તેમનાં નામ નારદસૂત્ર ૮૩ માં નીચે પ્રમાણે જોવામાં આવે છે. સનત્કુમાર કે કુમાર, વ્યાસ, શુક, શાંડિલ્ય, ગર્ગ, વિષ્ણુ, કૌણ્ડિલ્ય, શેષ, ઉદ્ધવ, આરૂણિ, બલિ, હનુમાન અને વિભીષણ. આથી એટલું તો સિદ્ધ થાય છે કે ભક્તિમાર્ગ હિંદમાં ઘણા જુના સમયથી પ્રચારમાં આવી ગયેલો હોવો જોઇએ. ઉપરના બધા આચાર્યોના કાલનો જો નિર્ણય થાય અને તેમના સિદ્ધાંતો માલમ પડે તો ભક્તિમાર્ગ ઉપર વધારે પ્રકાશ પડે એમાં કાંઇ સંશય નથી. આ ઉપરાંત બીજા ભક્તાચાર્યો જેવા કે અલવારો, રામાનુજ, મધ્વ, નિમ્બાર્ક વગેરે પણ થઇ ગયા છે. વિદ્વાનો જો આ દિશા તરફ પ્રયાસ કરે તો હૃદયના ભાવોનું તત્ત્વજ્ઞાન છે એટલુંજ નહિ પણ તેવા તત્ત્વજ્ઞાનના વિચારોનો વિકાસ હિંદમાં કેવી રીતે થયો તે પણ જણાય. આતો વિદ્વદ્વર્ગને એક નમ્ર સૂચના થઇ. ભક્તિમાં નિર્ગુણ ભક્તિના ઉપદેશક વલ્લભાચાર્યજીનું સ્થાન પણ અદ્વિતીય છે. તેમના રચેલા ૮૪ ગ્રંથો કહેવાય છે, પણ તે બધા ગ્રંથો નથી મળી આવતા એ હિંદનું અને

મુખ્યત્વે કરીને આ પુષ્ટિ સંપ્રદાયનું દુર્ભાગ્ય છે.

પરમ તત્ત્વ કે પરમાત્માના સ્વરૂપની કલ્પના ત્રણ જુદાં દૃષ્ટિબિંદુઓથી ત્રણ પ્રકારની કરાયલી હોય એમ જણાય છે. નીતિશાસ્ત્રની દૃષ્ટિથી શિવની રસશાસ્ત્રની દૃષ્ટિથી સૌન્દર્યની, અને ન્યાયશાસ્ત્રની દૃષ્ટિથી સત્યની કલ્પના છે. આ પ્રમાણે પરમાત્મા સત્ય છે, શિવ છે, અને સુંદર છે. અંતિમ સત્ય આનંદરૂપ અને સૌન્દર્યની મૂર્તિ છે. આજ સૌન્દર્ય મૂર્તિનો વલ્લભે ઉપદેશ કરેલો છે. મધુરાષ્ટકમાં શ્રી કૃષ્ણ માધુર્યરૂપ હોઇ. તેમનુ સર્વ કાંઇ મધુરજ છે એવું વર્ણન કરાયલું છે. પ્રભુના આનંદ ઉપજાવનારા સુંદર સ્વરૂપની પસંદગીને લીધે હિંદની લલિત કળાઓને ,પોષણ મળ્યું છે.

શંકરાચાર્યજીના તત્ત્વજ્ઞાનનું સરવાયું અર્ધા શ્લોકમાં "બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે, અને જીવ બ્રહ્મ છે પણ અન્યથા નથી" થી થયું છે. તેમ વલ્લભ તત્ત્વજ્ઞાનનું સરવાયું " બ્રહ્મ સત્ય છે, જગત્ સત્ય છે, અને જીવ બ્રહ્મનો અંશ સર્વથા છે " થી થયું છે. શંકરાચાર્ય નિષેધતાથી પરમ સત્ય તરફ પ્રયાણ કરતા હોય એમ જણાય છે. તેમના કહેવાનો પ્રકાર " આ નહિ, આ નહિ " નો છે, અને બ્રહ્મનાં લક્ષણો પણ નિષેધાત્મક છે, તેથી તે બ્રહ્મનુ વર્ણન "શૂન્ય" ને મળતું આવે છે. આપણને ભાસતા ગુણ અને આકાર તેમાં નથી. આ વાત વલ્લભને સંમત છે, પણ તેઓશ્રી તેનું

વર્ણન હકારાત્મક રીતે કરે છે. તેનું વર્ણન અલૌકિક ગુણ અને રૂપથી તેઓશ્રી કરે છે. આનંદાત્મક તેનું સ્વરૂપ છે. તેમની દૃષ્ટિમાં જગત્ બ્રહ્મનું પરિણામ છે, અને તેથી તે બેમાં કાર્યકારણનો સંબંધ છે. આ પ્રમાણે હોવાથી જગત્ બ્રહ્મ-કાર્ય હોઇ સત્ય છે. જીવ પણ બ્રહ્મનો અંશ હોવાથી સત્ય છે. આથી જગત્ અને જીવ બંને સત્ય છે, જ્યારે બ્રહ્મ સત્યનું સત્ય છે. ઉપનિષદોએ એજ કોટી ગ્રહણ કરી છે, અને વલ્લભે તેમનુંજ અનુકરણ કર્યું છે. સ્વતંત્ર કર્ત્તા અને ભોકતા પણ બ્રહ્મજ છે. જીવનું કર્તૃત્વ અને ભોક્તૃત્વ બ્રહ્મ-નેજ લીધે છે એમ વલ્લભ "પરથી પણ, તે શ્રુતિથી" ( બ્ર૦ સૂ. ૨. ૩. ૪૧ ) ના આધારે સ્વીકારે છે. વિશે-ષમાં વલ્લભ એક સૂક્ષ્મ વિચારક છે, કારણ કે તેમણે પ્રપંચ કે જગત્ અને સંસારનો ભેદ પ્રથમવારજ સ્ફુટ કર્યો. તેમની પહેલાંના આચાર્યોએ એ ભેદ ધ્યાનમાં લીધેલો હોય એમ જણાતું નથી. બ્રહ્મકાર્ય એ જગત્; અને તે સત્ય છે. જીવે અવિદ્યા કે ભ્રમણાથી કરેલી કલ્પના તે સંસાર, અને તે મિથ્યા છે. આ પ્રમાણે વલ્લભે જગત્ અને સંસાર એ બે પારિભાષિક શબ્દોમાં સ્થિર કર્યા. જગત્‌ને અસત્ય કહે-નારા અસુરો છે ( ભ. ગી. ૧૬. ૮ ); જ્યારે તેને સત્ય ગણનારા દૈવી જીવો છે. આ પ્રમાણે જગત્ સત્યતાનો વૈદિક મત સિદ્ધ થયો; અને સંસારનું મિથ્યાપણું પણ સિદ્ધ થયું.

વલ્લભાચાર્ય પણ બીજા મહાન પુરુષોની માફક જ

પોતાના સમયના એક મહાન્ પુરૂષ છે. તેમના ઉપર પણ તેમના જમાનાની અસર થયેલી છે; અને તેનો પુરાવો તેમનો બીજા દર્શનકારો સંબંધીનો મત છે. પદ્મપુરાણ અને તેવાં પુરાણોના અભિપ્રાયોની છાપને લીધેજ તેઓ શ્રી બૌદ્ધ દર્શન, ન્યાયદર્શન, વૈશેષિકદર્શન, માયામત કે શાંકરદર્શન વગેરેના કર્ત્તાઓ જગત્‌ના મનુષ્યોને અવળે રસ્તે દોરવા પ્રવૃત્ત થયેલા છે. ( ત. નિ. ૧. ૭૮: ૨. ૩૨૫ ) કદાચ તેનું તાત્પર્ય એમ પણ હોય કે તે વખતના લોકો અલ્પ-શ્રુત હોવાથી તેમના મગજમાં તેથી બુદ્ધિભ્રમ થતો અટકે. તેમના ઉપર શ્રીમદ્ ભગવદ્ ગીતા અને શ્રીમદ્ ભાગવત ઉપરાંત બીજાં ભક્તિશાસ્ત્રો જેવાં કે નારદ અને શાંડિલ્ય-સૂત્રોની પણ અસર થયેલી હોય એમ તેમના ગ્રંથ પરિ-ચયથી માલમ પડે છે. વાસ્તવિક રીતે તેમણે બ્રહ્મવાદ અને ભક્તિમાર્ગને પોષે એવા સર્વતત્ત્વોનું દોહન સર્વ પ્રામાણિક શાસ્ત્રોમાંથી કર્યું છે. ( ત. નિ. ૧. ૩ )

આ માર્ગને અમે પ્રેરિતમાર્ગ ગણ્યો છે, કારણ કે આ માર્ગના મૂલ પુરૂષને તે બાબતની પ્રેરણા થયેલી છે, એમ તેમના ગ્રંથો પરથી સૂચન થાય છે. તે પોતેજ પોતાના સિદ્ધાંત રહસ્યનામક ગ્રંથમાં કહે છે કે “ શ્રાવણ માસના શુક્લપક્ષની એકાદશીની મધ્ય રાત્રે સાક્ષાત્ ભગવાને જે કહ્યું છે તે અક્ષરે અક્ષર કહેવાય છે (૧) વિશેષમાં પોતાના માર્ગની પ્રેરણા પણ તેમને ભગવાનનાં વચનો પરથી થઇ

છે. અષ્ટાક્ષર શરણ મંત્રનો ઉપદેશ તેમણે ભ. ગી. ૧૮. ૬૬ ના આધારે કરેલો છે; અને તેમના ગદ્યમંત્રનો ઉપદેશ શ્રીમદ્ ભાગવતનું તારણ હોય એમ સ્ફુટ જણાઇ આવે છે. અજ્ઞાનથી કે જ્ઞાનથી કરવામાં આવેલો બ્રહ્મસંબંધ .સર્વ પ્રકારના દોષોને હરે છે ( સિ. ૨. ૨ અને નવરત્ન સ્તોત્ર ૪ ) એવો ઉપદેશ પણ શ્રી ભાગવત ( ૬. ૨. ૧૮ વિષ્ણુદૂતોના વચનો ) ના ઉપર અવલંબે છે. ” કૌડિન્ય ગોપિકાઓ **ગુરૂઓ** કહેવાય છે, અને તે સાધન છે; ભાવ ભાવથીજ સિદ્ધ થાય છે, બીજું સાધન ઇચ્છવામાં આવતું નથી ( સં. નિ. ૮ ) આ ભાવના પણ ભક્તાચાર્યોની છે. “હંમેશાં સર્વભાવથી વ્રજાધિપને સેવવા જોઇએ” ( ચતુ શ્લોકી ૧. ) એ શું “ હંમેશાં સર્વભાવથી ચિન્તાવિના ભગવાનનેજ સેવવા જોઇએ ” ( ના. સૂ. ૭૯ ) ને સંપૂર્ણ રીતે મળતું નથી આવતું ?

આ વલ્લભ તત્ત્વજ્ઞાનની પારિભષિક સંજ્ઞાઓ પણ જાણવાની જરૂર છે; નહિતો અનર્થ થવાનો ભય રહે છે, આનંદસ્વરૂપ એજ આકાર અને બીજું સર્વ નિરાકાર છે, તેથી એકલું બ્રહ્મજ તત્ત્વ દૃષ્ટિથી સાકાર છે, અને બીજું સર્વ નિરાકાર છે ( જુવો. ત. નિ. ૧૦. ૩૦ ). તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી આ વાદ બ્રહ્મવાદ કે લીલાવાદ કહેવાય છે, કારણ કે જગત્, જીવો અને અંતર્યામીની હયાતિ તેની ક્રીડા કે લીલાને અંગે છે. ઇશ્વરજ્ઞાનની દૃષ્ટિથી તે એકેશ્વરવાદ કે

પુષ્ટિમાર્ગ કહેવાય છે, કારણ કે એકજ ઇશ્વરનો ઇશ્વર તરીકે સ્વીકાર આ મતમાં કરાય છે. તેથી કરીને તે જુના એકાન્તિક ભક્તિમાર્ગનો વિસ્તાર છે, એમ કહીએ તો ખોટું નથી: અને ભગવાનની કૃપા ઉપરજ ભક્તના મોક્ષનો આધાર હોવાથી તે પુષ્ટિમાર્ગ કહેવાય છે. પુષ્ટિ=તેનો અનુગ્રહ કે કૃપા. કલાની દૃષ્ટિથી તે 'રસ' વાદ પણ કહેવાય, કારણ કે બ્રહ્મનું સ્વરૂપ "રસો વૈ સઃ" (તૈ. ઉ.) શ્રુતિથી વર્ણવાય છે. ભગવાનજ પ્રમેય હોવાથી અને તેજ ઉદ્ધારક હોવાથી પ્રમેયવાદના નામથી પણ આ મત ઓળખાય છે.

આપણા સાહિત્યમાં ઐતિહાસિક દૃષ્ટિનો અભાવ જોવામાં આવે છે, અને તેના અજ્ઞાનથી આપણને ઘણું સોસવું પડયુ છે. પાશ્ચાત્ય વિદ્વાનો આપણું પ્રમાણિક સાહિત્ય નહિ જાણવા અને સમજવાને લીધે ગમે તેવા આરોપો મૂકે છે. વિશેષમાં ગમે તેવા હલકા લેખકો પોતાની દુર્બુદ્ધિનો બચાવ કેટલાક શાસ્રીય ગ્રંથોથી કરવા મંડી જાય છે. તેમ થતું અટકાવવા માટે ઐતિહાસિક અને ચોક્કસ શાસ્રીય પદ્ધતિના લખાણોની ખાસ આવશ્યકતા હોવાથી અમે સ્થલનિર્દેશ કરી લખવાની પદ્ધતિનોજ સ્વીકાર કર્યો છે: અને તેનોજ સ્વીકાર જો બીજાઓ કરે તો આપણને પારકા હુમલાઓથી વેઠવું પડે નહિ.

વ્યક્તિગત અનુભવો જોકે વ્યક્તિ પરત્વે સંપૂર્ણ પ્રમાણ તરીકે ગણાય, પણ જો તે અનુભવો દેહાતીત અવ-

સ્થાનો હોય તો તે સામાન્ય પ્રમાણ વિભાગમાં સામાન્ય નિયમો તરીકે સ્વીકારવાને મુશ્કેલ થઇ પડે છે. શુદ્ધ પુષ્ટિ ભક્તોનો વાદ હોઇ શકે નહિ; તે તો અનુભવવા પરજ આધાર રાખે. તેથી તેમને અમે મર્યાદા કે પ્રમાણ વિભાગથી દૂર રાખ્યા છે કે જેથી કોઇપણ પ્રકારનો ભ્રમ રહે નહિ. સાકર ગળી છે કે કડવી છે તેનો નિર્ણય વાદથી ન બને, પણ આસ્વાદનથીજ થાય. તેમજ ભક્તચરિત્રોમાં જે કંઇક અલૌકિક કે આશ્ચર્યકારક તેમજ અસંભવિત લાગે તેને અસત્ય નહિ ગણતાં પ્રમાણ વિભાગથી દૂર રાખ્યુ છે.

વિદ્વાનોજ લેખકની મહેનત પિછાને છે, અને સાર-ગ્રાહી હોય છે. તેથી અમારા લખાણમાં જે કંઇ દોષો થયા હોય તેની ક્ષમા આપી, તેને જણાવવા પ્રયત્ન કરશે તો તેમને દોષો સમજવાથી ભવિષ્યમાં સુધારી લેઇશું. અમારા આ પ્રયાસમાં અમે કેટલા સફલ થયા છીએ તે વિદ્વાનોને જોવાનું છે; અને કોઇપણ માણસને આથી સંતોષ થશે તો અમારા પ્રયત્નની સાર્થકતા થઇ છે એમ અમે જાણીશું.



# ૨. પૂર્વભૂમિકા.

આપણો ભારતવર્ષ પૃથ્વી પરના સર્વ દેશો કરતાં ધાર્મિક વિષયોમાં ઘણો આગળ વધેલો છે, તેનું કારણ એટલુંજ કે અહીં જેટલા તત્ત્વવિચારકો અને ધર્મનેતાઓ થયા છે તેટલા ભાગ્યેજ બીજા દેશોમાં થયા હશે મહાત્મા પુરૂષોમાં મન, વાણી, અને કર્મનું સામ્ય જોવામાં આવે છે, જ્યારે દુષ્ટ પુરૂષોમાં તેમનો વિરોધ જોવામાં આવે છે. આવા સચ્ચારિત્રશીલ પુરૂષોએજ ભારવર્ષને ભૂતકાલમાં દેદીપ્યમાન બનાવ્યો હતો. બ્રાહ્મણત્વ સમજનાર મહાન્ વિચારક મહાત્મા ઉદ્દાલક, દેહાશ્રમનું પાલન કરનાર મહાન્ તત્ત્વચિંતક યોગી યાજ્ઞવલ્કય, જીવન્મુક્ત રાજા જનક, આદર્શ રાજા અને પતિ શ્રી રામચંદ્ર, પ્રેમ તેમજ તત્ત્વજ્ઞાનની મૂર્તિ જગદ્વંદનીય શ્રી કૃષ્ણ, કરૂણાની મૂર્તિ ભગવાન્ બુદ્ધ, ત્યાગની મૂર્તિ શ્રી મહાવીર–આ સર્વેએ આ દેશનેજ શણગાર્યો છે. ભગવાન્ કૃષ્ણદ્વૈપાયનવ્યાસ, સૂત્રકાર બાદરાયણ વ્યાસ અને શંકરાચાર્યાદિ ભાષ્યકારોએ વેદ ધર્મને સતેજ રાખી પ્રજાને જે જીવન આપ્યું છે, તે તેમનેજ આભારી છે. આખા જગતના ઇતિહાસમાં તેમની તુલનામાં આવે તેટલાં નામ નથી.

ઇ. સ. ની દશમી અને અગીઆરમી સદીમાં તો મુસલમાનોનાં હિંદ ઉપર આક્રમણો થઇ રહ્યાં હતાં. ઇ. સ. ની ૧૨૦૬ ની સાલમાં તો મુસલમાનોએ દિલ્હીને ગાદી બનાવી હતી અને ધીમે ધીમે તેઓ પોતાની સત્તા ઉત્તર હિંદુસ્તાન પર જમાવતા હતા. આથી ઉત્તર હિંદમાં લડાઇઓને પરિણામે પ્રજામાં અશાંતિ અને જીવહાનિની બીક પ્રાધાન્ય ભોગવતાં હતાં. તે વખતે હિંદમાં ઘણા ધર્મો હતા અને તે પહેલાં પણ ઘણા ધર્મો હતા. તેમાં બૌદ્ધ, જૈન અને વૈદિક મુખ્ય હતા. વૈદિક ધર્મને પુનર્જીવન આપનાર કુમારિલભટ્ટ અને શંકરાચાર્ય હતા. તેમના સમયમાં બૌદ્ધ ધર્મનું જોર વિશેષ હતું, અને તેની સામે કર્મ કે યજ્ઞમાર્ગ અને જ્ઞાનમાર્ગનો ઉપદેશ ઉપલા બે મહાન્ પુરૂષોએ કર્યો. દક્ષિણમાં બૌદ્ધધર્મ લગભગ દશમા શતક સુધી અને કાશ્મીરમાં પંદરમા શતક સુધી રહ્યો. ગુજરાતમાં જૈનોનું જોર વિશેષ હતું, પણ શંકરાચાર્ય અને બીજા વૈષ્ણવ આચાર્યોના પ્રયત્નથી તે નિરીશ્વર મત ધીમો પડયો. હાલ જેને હિંદુધર્મ કહીએ છીએ તેનાં બીજ રોપનાર અને સ્થાયી કરનાર તે બે વ્યક્તિઓ મુખ્યત્વે કરીને હતી. કાલાન્તરે મુસલમાન રાજાઓનો ત્રાસ વધતો ગયો, અને તેથી વૈદિક વિદ્યા દક્ષિણ હિંદમાં ભરાઇ, અને તેના પરિણામે કહેવાતા વૈદિક ધર્મનો પુનરોદ્ધાર દક્ષિણના આચાર્યોથી થયો. તે વખતના બૌદ્ધ અને જૈન ધર્મીઓમાં અનાચાર-

વધી ગયો હતો, વિચારની ક્ષીણુતા થવા માંડી હતી, અને તેથીજ વૈદિક ધર્મ ફેલાવાની સગવડતા મળી. સ્ત્રીઓને પણ બૌદ્ધ અને જૈન ધર્મોમાં સંન્યાસીનીઓ કે પરિવ્રાજીકાઓ તરીકે સ્થાન છે. તેમનો બહિષ્કાર શંકરાચાર્યે કર્યો. એકલા પુરૂષોજ સંન્યાસાવસ્થાનું જીવન ગુજારી શકે એવો સખ્ત નિયમ તેમણે કર્યો, અને આ રીતે પોતાના સંપ્રદાયમાં દોષ થતો અટકાવવા પ્રયત્ન કર્યો. વિશેષમાં તેમણે પૂરવાર સિદ્ધ કરી આપ્યુ કે જે જે અગત્યના નિયમો અને સિદ્ધાંતો બૌદ્ધમતમાં છે, તેવાજ સિદ્ધાંતો વૈદિક સંપ્રદાયમાં પણ છે એવું ઉપનિષદો મારફતે સિદ્ધ કરી આપ્યુ; અને આથીજ બૌદ્ધમતને જબરજસ્ત ફટકો વાગ્યો. તેમણે જાણીતાં દશ ઉપનિષદો, ગીતા અને બ્રહ્મસૂત્રો ઉપર ભાષ્યો લખી પોતાના વેદાન્તમતની ઇમારત ચણી. તેમના વખતથી તત્ત્વજ્ઞાને અનુવાદનું રૂપ પકડયુ, છતાં પણ તેમાં તેમના વિચારો હતા. તેમાં બૌદ્ધમતની છાપ છે. તેમણે એકલા બ્રહ્મનોજ સ્વીકાર સત્ય તરીકે કરેલો છે, કારણ કે જેનો ત્રણે કાલમાં બાધ ન થાય અથવા તો જેનું રૂપાન્તર થાય નહિ તેનો સત્ય તરીકે સ્વીકાર તેમણે કર્યો છે; અને તેથીજ બીજું સર્વ મિથ્યા છે. અથવા ભ્રમરૂપ છે એવો સિદ્ધાંત તેમણે રજુ કરેલો છે. જીવ, જગત્, ઇશ્વર વગેરે ભ્રમરૂપ છે. મિથ્યા પદાર્થોનું ભ્રમપણું એક સરખું નથી, વ્યાવહારિક દશામાં કે જ્યાં બુદ્ધિનું પ્રધાન્ય છે ત્યાં તેઓ જીવ, જગત્, વગેરે

સાન્તાદિ છ તત્ત્વોનો સત્ય તરીકે સ્વીકાર કરે છે. તેઓ સ્વપ્નાના પદાર્થો જેવા મિથ્યા નથી, કારણ કે જાગ્રદવસ્થાના પદાર્થો અને વિષયોમાં સંબદ્ધતા જોવામાં આવે છે, જ્યારે સ્વપ્નાના પદાર્થોમાં કાલ અને દેશની અસંબદ્ધતા જોવામાં આવે છે. પૂર્વનાને અને પછીનાને તેઓ અનુક્રમે વ્યાવહારિક અને પ્રાતિભાસિક સત્ય તરીકે સ્વીકારે છે. આ પ્રમાણે પરમાર્થદશામાં બ્રહ્મ એકલુજ સત્ય છે, અને આપણને જે દ્વૈત માલમ પડે છે તે માયાને લીધે છે. આ વિચારને લીધે શંકરાચાર્યજીનો વાદ માયાવાદ કે વિવર્તવાદ કહેવાય છે; બીજા શબ્દોમાં કહીએ તો તેઓ સાપેક્ષ સત્યવાદનો સ્વીકાર કરે છે. આ મતમાં ભક્તિ કે ઉપાસનાનું સ્થાન ગૌણ આવ્યું. પછીના આચાર્યોના પ્રહારનું કેન્દ્રસ્થાન આ માયાવાદજ છે. શંકરાચાર્યે તે વખતના મુખ્ય હિંદુધર્મોનું ઐકય પંચાયતન પૂજા મારફતે સાધ્યુ, અને તેને સ્થિર કરી.

વિશ્વના પ્રશ્નોનું ઉકેલન કરવા શંકરાચાર્યને 'માયા'નો ઉપયોગ કરવો પડયો, અને બ્રહ્મ કરતાં માયા આગળ આવી; આ પ્રમાણે શંકરાચાર્યના તત્ત્વજ્ઞાનમાં દ્વૈતનો સ્વીકાર થયો અને પરમાર્થદશામાં તેનોજ નિષેધ થવાથી કેવલાદ્વૈતની સિદ્ધિ થઈ. સાંખ્યોની પ્રકૃતિ અને બૌદ્ધોની દ્વાદશ નિદાનમાલાની 'અવિદ્યા'માં ઘણુંજ સામ્ય છે અને તેથી એમ માનવાને કારણ મળે છે કે બૌદ્ધોએ પ્રકૃતિનેજ

અવિદ્યાના અર્થમાં વાપરી હશે; અને આજ અવિદ્યા માયાના અર્થમાં શંકરાચાર્ય વાપરે છે. આ રીતે સાંખ્યોની પ્રકૃતિજ અહીં માયા બની. પ્રકૃતિ સત્ય હતી, જ્યારે 'માયા' ભ્રમરૂપ ગણાઇ. માયાને સત્ય ગણો કે અસત્ય ગણો પણ તેથી તેની હયાતિ નાબુદ થઈ નહિં સાંખ્યોની પુરૂષ-કેવલદશા એજ શાંકર કૈવલ્યમોક્ષ. સાંખ્યોના અનેક પુરૂષો તે ઉપાધિભેદથી જણાતા જીવો બન્યા અને સાંખ્યોના ઘણા કેવલ પુરૂષોને બદલે એક પુરૂષ કે બ્રહ્મનો સ્વીકાર થયો. શંકરાચાર્યે બૌદ્ધ સાપેક્ષસત્યદૃષ્ટિથી ઉપનિષદો અને સાંખ્યવાદોનો સમન્વય કરી પોતાના વાદની સિદ્ધિ કરી.

શંકરાચાર્યે પોતાના વાદ માટે સંપૂર્ણ વૈદિકત્વનો દાવો કર્યો, અને તેમનું દાવા પ્રમાણે વૈદિકત્વ નથી એવું પૂરવાર કરનાર વૈષ્ણવ આચાર્યો થયા. તેમાં શ્રી રામાનુંજનું અગ્રસ્થાન છે. માયાવાદની સામે તેમણે સાત મુખ્ય દોષો જણાવ્યા છે. તે દોષો રામાનુજે પોતાની દૃષ્ટિથી જોયા છે. શંકરાચાર્યજીની દૃષ્ટિથી તેમાં દોષો હોય એમ માલમ પડતું નથી. જે તત્ત્વજ્ઞાનીએ તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો રજુ કર્યા હોય તેમાં તેનીજ દૃષ્ટિથી જોતાં જો અસંબદ્ધતા હોય તોજ તે દોષો ગણાય. છતાં પણ કેટલેક અંશે અવૈદિકત્વનો દોષ શંકરાચાર્યને લાગુ પડે. **વૈદિકત્વ સત્ય પરીક્ષાનું સાધન તે સમયમાં ગણાતું હોય એમ લાગે છે.** શ્રી રામાનુજાચાર્યે સત્, ચિત્ અને આનંદનો ભેદ સ્વીકાર્યો અને

વિશિષ્ટા દ્વૈત સ્થાપ્યો; અને પોતાના વિચારો ઉપનિષદોમાં છે તે અંતર્યામી બ્રાહ્મણથી સિદ્ધ કર્યું. જેવી રીતે સાંખ્યો પ્રકૃતિપરિણામવાદનો, અને શ્રી શંકર માયાપરિણામવાદનો સ્વીકાર કરે છે, તેવીજ રીતે શ્રી રામાનુજ સત્પરિણામવાદનો સ્વીકાર છાંદોગ્યોપનિષદ્‌માં આવેલા ઉદ્દાલકમુનિના વચનો પરથી કરે છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી સત, ચિત, અને આનંદ પૃથક્ ગણાવાને લીધે તેમનો અનેક તત્ત્વ કે દ્વૈતતત્ત્વવાદમાંજ પ્રવેશ થાય. શ્રી મધ્વ તો ખુલ્લી રીતે દ્વૈતવાદી છે, અને પોતાના મતનું સમર્થન કરવા ઉપનિષદોના તાણી તોષી અર્થ કરે છે; તેથી તેમનો મત વૈદિક તેમજ અદ્વૈતવાદની દૃષ્ટિથી દોષિત છે. શ્રી મધ્વે પ્રમાણત્રયી ઉપરાંત મહાભારતને પ્રમાણગ્રંથ ગણ્યો છે.

ઉપર વર્ણવ્યા તે ઉપરાંત સાંખ્યમત, કર્મમીમાંસામત તેમજ ભાગવતમત વલ્લભની પહેલાં પ્રચારમાં આવી ગયા હતા. આ સર્વમાં સાંખ્યમત બૌદ્ધ અને જૈનમતોથી પણ ઘણો જુનો છે. સાંખ્યમત મૌલિકદશામાં કેવો હતો તે તો હાલ ચોક્કસ કહી શકાય એમ નથી, છતાં પણ એમ માનવાને કારણ છે કે મૂલદશામાં તે સેશ્વરવાદ હોવો જોઇએ. તેનું કારણ એટલુંજ કે ઉપનિષદોમાં જેમકે મુખ્યત્વે કરીને કઠ અને શ્વેતાશ્વતર, ભગવદ્‌ગીતા અને પુરાણોમાં સેશ્વર સાંખ્ય જોવામાં આવે છે, અને તેને નિરીશ્વરમતમાં ફેરવી નાખનાર સાંખ્યકારિકાનો કર્ત્તા ઇશ્વરકૃષ્ણ

હોવો જોઇએ, અને આવોજ મત શ્રીયુત તિલકે પોતાના ગીતારહસ્યનામક ગ્રંથમાં ( પૃ. ૧૬૦ ) પ્રતિપાદન કર્યો છે. મહાભારતના શાંતિપર્વમાં સાંખ્યજ્ઞાનની ઉત્કૃષ્ટતા બતાવી છે, અને તેનું વર્ણન એક શ્લોકમાં નીચે પ્રમાણે છે. " સાંખ્ય જેવું જ્ઞાન નથી, યોગ જેવું બલ નથી; અહીંયાં તમને સંશય મા થાવો, સાંખ્યજ્ઞાનનો મત ઉત્કૃષ્ટ મનાય છે. " આવા સાંખ્યની ઉપેક્ષા કોણ કરે ? ખરૂં કહીએ તો આ સાંખ્યમતની અસર પાછળના સર્વ પ્રાધાન્ય ભોગવતા મતો ઉપર ઓછાવત્તા પ્રમાણમાં થઇ છે. મુણ્ડકોપનિષદ્‌માં વર્ણવેલા અક્ષરમાંથી ઉત્પન્ન થતા દ્વિવિધભાવો તેજ સાંખ્યનાં પુરૂષ અનેપ્રકૃતિ અને તેમાંજ વર્ણિત " અક્ષરથી પરનો પર દિવ્ય પુરૂષ " તેજ વલ્લભે દર્શાવેલું નિત્યલીલા પ્રવિષ્ટ પુરૂષોત્તમનું સ્વરૂપ. ( જુવો મુ. ઉ. ૨. ૧. ૧–૨ ) આ પ્રમાણે વલ્લભે બ્રહ્મવાદ સાથે વિરોધ ન આવે તેમ સાંખ્યમતનો સ્વીકાર કર્યો છે ( જુઓ. ત. નિ. ૧. ૯૪–૯૫ ). જેને આપણે હાલ યોગનામથી ઓળખીએ છીએ તે સાંખ્યનો મૂલ કર્મપ્રાધાન્ય અને પ્રભુ પ્રાપ્તિના સાધનરૂપે હોવો જોઇએ.

કર્મકાંડ, બ્રાહ્મણવિભાગ, કે કર્મમીમાંસાના યજ્ઞોને તો સાંખ્યોએ, જૈનોએ તેમજ બૌદ્ધોએ ફટકો આપ્યો હતો. શ્રી કૃષ્ણે યજ્ઞશબ્દની વ્યાપકતા કરી નાખી, અને આ પ્રમાણે મૂલ વેદીમાં થતા યજ્ઞોને ધીમા પાડયા. જપયજ્ઞને

તેમણે પ્રાધાન્ય આપ્યું. અગ્નિહોત્રાદિ જેવા નિર્દોષ યજ્ઞો રહ્યા, અને તેમનો પ્રચાર વલ્લભના સમયમાં હશે. એમ કહેવાય છે કે વલ્લભના પૂર્વજોએ સો સોમયાગ કર્યા હતા, " યજ્ઞ ખરેખર વિષ્ણુ છે " એ શ્રુતિ અનુસાર તેમણે યજ્ઞોનું મહાત્મ્ય કબુલ્યું. નિત્ય હોમાદિક કાર્યો મનુષ્યને પવિત્ર કરનારાં છે. જો બ્રહ્મજ્ઞાનાભાવથી કરવામાં આવે તો લૌકિક સ્વર્ગ કે જ્યાં દુઃખાનુભવસહિત સુખાનુભવ છે ત્યાં જાય છે; અને જો બ્રહ્મજ્ઞાનપૂર્વક તે કરવામાં આવે તો તેનો ક્રમ મુક્તિદ્વારા મોક્ષ થાય છે. આવો યજ્ઞોની બાબતમાં શ્રી વલ્લભનો મત છે. ( જુવો. ત. નિ. ૨. ૧. ૫ )

પંદરમા સૈકામાં કેટલાં પુરાણો હતાં, તેની ચોક્કસ નોંધ હોય એમ જણાતું નથી. છતાં પણ દક્ષિણમાં પૌરાણિક સાહિત્ય ઘણું હતું એની કોઇ ના કહી શકે નહિ. તેમાં પણ ભાગવતનું સ્થાન અપ્રતિમ હતું. શ્રીશંકરાચાર્ય પછીથી તેનું અસ્તિત્વ થયું હોય એવો વિદ્વાનોનો અભિપ્રાય છે; અને મોડામાં મોડી તેની હયાતિ શ્રીરામાનુજની પહેલાંની હોવી જોઇએ. કૃતિના સમયની સાથે ગુણજ્ઞને કામ નથી, તે તો તેના રસનો આસ્વાદી હોય છે. તેના દશમ સ્કંધે ભક્તોનાં હૃદય હરી લીધાં છે, અને ખરેખર ગોપીગીતતો હદજ કરે છે. શૃંગારરસમાં જે ભક્તે તે વાણી વદી છે, તેણે તો ખરેખર ભક્તિપીયૂષનું સંપૂર્ણ આસ્વાદન કર્યું છે. જે જ્ઞાનથી વ્યાસ જેવા જ્ઞાનીની તૃપ્તિ ન થઇ

તે પ્રભુના ગાનમાત્રથી થઇ એજ તેની ઉત્તમતા. વલ્લભ શ્રીમદ્ ભાગવતને માટે નીચે પ્રમાણે કહે છે; " જ્યારે મોહ ઉપજાવનારાં ( અથવા મોહ માટે ઉત્પન્ન કરેલાં ) શાસ્ત્રોરૂપી મેલ બુદ્ધિમાંથી જતો રહે છે ત્યારે ભાગવતશાસ્ત્રમાં વિશ્વાસ થાય છે, (અને) તેથી સત્ફલ છે. ( ત. નિ. ૧. ૫૨ ) તેનો ( ભક્તિનો ) વિસ્તાર સર્વનિર્ણય કરનારૂ ભાગવત છે. પહેલાં કૃષ્ણથી કહેવાયલું સર્વ વ્યાસે સમાધિથી કહ્યું. ( ત. નિ. ૨. ૨૨૧ ) લોકમાં પ્રેમથી અન્ય કોઇપણ મુખ્ય અને મહાન સાધન નથી; શ્રીમદ્ ભાગવતજ અહીં ખરેખર તેનું મુખ્ય સાધન છે ( ત. નિ. ૨. ૩૨૯ ) આ પ્રમાણે તેઓશ્રીના મંતવ્ય પ્રમાણે ભાગવત જ મોક્ષનું મુખ્ય સાધન છે. કેટલાંક પુરાણોએ બુદ્ધ અને શંકરાચાર્યે જગતના મનુષ્યોને અવળે રસ્તે દોરવાનો પ્રયત્ન કર્યો હતો, એવો આરોપ આણ્યો; આટલુંજ નહિ પણ બીજા દર્શનો પર પણ તેવોજ આરોપ મૂક્યો. ત્યાં એમ કહેવાયું છે કે " દૈત્યોના નાશને માટે વિષ્ણુએ બુદ્ધરૂપે અસદ્ બૌદ્ધશાસ્ત્ર કહ્યું. અને તેમાં નગ્ન સાધુઓ અને ભુરા (નીલ) કપડાંવાળા સાધુઓને ઉત્તેજન મળ્યું. હે દેવી ! કલિયુગમાં બ્રાહ્મણરૂપે મેંજ પ્રચ્છન્ન બૌદ્ધ (અને) અસચ્છાસ્ત્ર માયાવાદ કહ્યો. " આ ઉપરાંત બીજા મતો વિષે પણ તેવુંજ કહ્યું છે (પદ્મપુરાણ, ઉત્તરખંડ અ. ૨૬૪ શ્લો. ૬૫–૭૫). વલ્લભનો પણ આવો મત છે (ત. નિ. ૨. ૮૨–૮૩);

અને તેમ હોવાનું કારણ તે સમયની પૌરાણિક અસરજ હોવી જોઈએ. વિશેષમાં પુરાણોમાં ત્રણ દેવો—બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વરનું પ્રાધાન્ય જોવામાં આવે છે. તેઓ અનુક્રમે રજોગુણ, સત્વગુણ, અને તમોગુણના અધિષ્ઠાતા દેવો છે, અને અરાઢ પુરાણોને જો ત્રણ ષટ્કોમાં વહેંચી નાખવામાં આવે તો પ્રત્યેક દેવની સ્તુતિનાં છ પુરાણો છે. વિષ્ણુ પુરાણમાં વિષ્ણુને ફક્ત સત્વગુણના અધિષ્ઠાતા તરીકે ચીતર્યો નથી, પણ બ્રહ્મવાચક ચીતરેલા હોય એમ તેમનાં વર્ણનો પરથી જણાય છે; અને તેથી બ્રહ્મ તરીકે રજોગુણ અને તમોગુણના અધિષ્ઠાતા દેવો કરતાં શ્રેષ્ઠ બતાવાય એમાં વાંધો હોય એમ જણાતું નથી. સત્વગુણ રજોગુણ અને તમોગુણ કરતાં વધારે પ્રશંસાપાત્ર સર્વ કોઈ ગણે છે, તેથી તેના અધિષ્ઠાતા દેવ પણ ઉત્તમ ગણાય તેમાં નવાઇ શી ! જે પહેલું કારણ વિષ્ણુની બાબતમાં કહ્યું તે શિવ અને બ્રહ્માને પણ લાગુ પડે. જ્યારે શિવજીને બ્રહ્મ તરીકે વર્ણવાય ત્યારે બ્રહ્મા અને વિષ્ણુ—રજોગુણ અને સત્ત્વગુણના અધિષ્ઠાતાઓ કરતાં ચઢતા બતાવાય; અને આજ ન્યાયે બ્રહ્માનું પણ સમજવું. વસ્તુતાએ એકજ તત્ત્વનાં નામ ગુણ પરત્વે જુદાં પાડેલાં હોય એમ જણાય છે. આજ વાતનું સમર્થન વલ્લભ “ બધાં પુરાણોમાં પણ તેવીજ રીતે, તે તે રૂપ હરિ છે ” ( ત. નિ. ૧–૧૨ એ વાક્યથી કરે છે. કહેવાતા વિદ્વાનો પણ આ દૃષ્ટિ નહિ સમજવાથી ખોટા જલ્પમાં જક-

ડાયા છે. ઉપરનાં બધાં પુરાણોમાં ભાગવતનું સ્થાન કંઈક ઓરજ કારણ છે, કારણ કે ત્રણ ક્ષેપક અધ્યાયો સિવાય તે એક કર્ત્તાનું કાર્ય છે. તેનો કર્ત્તા એક કવિ છે એટલુંજ નહિ પણ એક તત્ત્વજ્ઞાની છે; અને તેથી ગ્રંથને જે ઉત્તમ સ્થાન આપવામાં આવે છે તે યોગ્યજ છે. કૃષ્ણજ પૂર્ણાવતાર છે, અથવા તો સાક્ષાત્ પરબ્રહ્મ છે એવી દૃઢ માન્યતા ગીત ગોવિન્દના કર્ત્તા જયદેવ કવિની છે ( જુઓ પ્રારંભમાં શ્રીકૃષ્ણની દશાવતાર ભાવના ). શ્રીકૃષ્ણના રાસની કથા તે વખતે વ્યાપક હતી. નરસિંહ મહેતાએ પણ અપરોક્ષાનુભવથી તેનાં ગીત ગાયેલાં છે. તે વખતનું વાતાવરણ ભક્તિપૂર્ણ હતું. ખરેખર પંદરમું સૈકું ભક્તિનો યુગ હતો. શ્રીવલ્લભે પણ “ ભગવચ્છાસ્ત્રો—ભાગવત, ગીતા, પંચરાત્ર વગેરેને જાણીને અને વારંવાર વિચારીને સંદેહની નિવૃત્તિ માટે પછીથી હરિથી જે કહેવાયું ” તે યથામતિ કહું છું એમ કહ્યું છે. આથી સિદ્ધ થાય છે કે ભક્તિશાસ્ત્રોનો સારજ મુખ્યત્વે કહેવાયો છે. આ પ્રામાણિક ભક્તિશાસ્ત્રો ઉપરાંત વલ્લભની જાણમાં બીજા મતો પણ છે; અને તેમનું વર્ણન તત્ત્વદીપ નિબંધના સર્વનિર્ણયની કારિકાઓ ૨૭૯–૨૮૩માં આપેલું છે. તેઓશ્રી ચુસ્ત રીતે વેદમાર્ગના હિમાયતી હોવાથી કહે છે કે “ વેદમાર્ગના વિરોધથી જેઓ અણુમાત્ર પણ કર્મદ્વારા જાય છે તેઓ શાસ્ત્રના અર્થથી છુપાવેલા ખરેખર પાખંડીઓ જાણવા જોઈએ. ” ( ૨–૨૮૪ )

અત્યાર સુધી તો આપણે ધાર્મિક અને શાસ્ત્રીય પરિસ્થિતિનો વિચાર કર્યો, પણ રાજકીય મુશીબતો જે તે વખતે ઉભી થયેલી તેનો તો વિચાર સરખો પણ કર્યો નહિ. વલ્લભનો કાલ ઈ. સ. ૧૪૭૯ થી ઇ. સ. ૧૫૩૧ સુધીનો છે, તેથી તે કાલ લોદી રાજાઓ, અને બાબર તથા હુમાયુનની શરૂઆતનો કાલ છે. તેથી તે વખતનો હિંદનો વૃત્તાંત કોઇપણ સારા ઇતિહાસમાંથી જાણી શકાશે. આપણે તો કહિશું કે તે વખતે હિંદુધર્મનું નાવ ઝોકાં ખાતું હતું. વલ્લભ પોતેજ તેનો ચિતાર નીચે પ્રમાણે આપે છે. તે વખત એવો હતો કે સર્વ સાચા ધર્મનો નાશ થયેલો હતો, લોકોમાં પાખંડ વધી ગયેલું હતું. એકલા પાપમાં મશગૂલ એવા મ્લેચ્છ લોકો દેશમાં ફરી વળ્યા હતા. તેઓ સારા પુરૂષોને દુઃખ દેતા હતા. ગંગા જેવાં પવિત્ર સ્થળોમાં તેવા દુષ્ટ પુરૂષો ફરી વળ્યા હતા. (કહેવાતા) સત્પુરૂષો પણ અહંકારથી વિમૂઢ બની પાપ કર્મોનું અનુવર્તન કરતા, તથા લાભ અને પૂજા માટે પ્રયત્ન કરતા હતા. સર્વકર્મ અને વ્રતમાં પાખંડતાજ એક પ્રયત્ન હતો. વર્ણાશ્રમના મુખ્યધર્મો પણ નાશ પામી ગયા હતા (શ્રીકૃષ્ણાશ્રય અને ત. નિ. ૨–૨૨૩) “ હાલ કલિયુગમાં બધા વિરૂદ્ધ આચારમાં તત્પર, સ્વાધ્યાયાદિ ક્રિયા વિનાના અને આચારથી વિમુખ ગયેલા, ક્રિયમાણ અને આચાર વિધિ વિના કરે છે. અસ્થિર અને ભ્રાંત મનવાળા, જીહ્વા અને ઉપસ્થમાં તત્પર, મત્સ્ય

જેવાજ અને પોતે દુષ્ટ હોય ત્યાં ધર્મ કેવી રીતે હોય. જે છથી ધર્મ સાંપડે તે તો કલિમાં ઘણાં મુશ્કેલ છે.” (ત. નિ. ૨. ૨૧૨–૨૧૪) આવી સ્થિતિમાં વલ્લભે સૌન્દર્યમૂર્ત શ્રીકૃષ્ણની ભક્તિનો પ્રચાર કર્યો.

તત્ત્વજ્ઞાનીનુ તત્ત્વજ્ઞાન તેના જીવનથી ભાગ્યેજ વિખુટું પાડી શકાય અને તેથી તેના જીવનની રૂપરેખા જાણવી આવશ્યક હોવાથી પછીના પ્રકરણમાં તેનો ચિતાર દોરવા પ્રયત્ન કરાય છે.

# (૩) વલ્લભ જીવન સંવત ૧૫૩૫ થી ૮૭.

શ્રીમદ્ વલ્લભાચાર્યનો જન્મ સંવત ૧૫૩૫ ક ઇ. સં ૧૪૭૯ (એક મત પ્રમાણે સંવત ૧૫૨૯ અથવા તો ઈ. સ. ૧૪૭૩) ના ચૈત્રમાસની કૃષ્ણપક્ષની એકાદશીને દિવસે રાયપુર પાસે આવેલા ચંપારણ્યમાં થયો હતો. તેમના પિતાનું નામ લક્ષ્મણ ભટ્ટ હતું અને તેમની માતાનું નામ ઇલ્લમાગારૂ હતું. તે કૃષ્ણ યજુર્વેદની તૈત્તિરીયશાખાના તેલગુ બ્રાહ્મણ હતા. તેમનું ત્રિપ્રવર બ્રાહ્મણોનું કુલ કહેવાય છે અને તેમના મૂળ પુરૂષ મહર્ષિ ભરદ્વાજ ગણાય છે. આજ ભરદ્વાજના વંશમાં યજ્ઞનારાયણ નામના મહાપુરૂષ થઇ ગયા કે જેમનાં સ્ત્રીનું નામ નર્મદા હતું. એક વખત એવું બન્યું કે દ્રવિડ દેશના વિષ્ણુમુનિનામના મહાપુરૂષ તેમના અતિથી

બન્યા. અતિથીના પ્રભાવથી યજ્ઞનારાયણ પ્રસન્ન થયા. અને અતિથિને તેમના પ્રભાવનું કારણ પૂછયું. તે અતિથિ મહાશયે સર્વ વાતથી તેમને જાણીતા કર્યા અને તેમને ગોપાલની ઉપાસના કરવાનું કહ્યું તથા રહસ્યમંત્ર આપ્યો. આ યજ્ઞનારાયણ સોમયાજી હતા; અને એમ કહેવાય છે કે જ્યારે તેમના એકત્રિશ યજ્ઞો પૂરા થયા ત્યારે શ્રીકૃષ્ણ પ્રકટ થયા અને પ્રસન્ન થઇ વર આપ્યો કે જ્યારે તમારા વંશમાં એકસો એક યજ્ઞો પૂરા થશે ત્યારે હું તમારા કુલમાં જન્મ લઇશ. યજ્ઞ નારાયણ યોગ્યકાલે વૈકુંઠનિવાસી બન્યા અને તેમનો પુત્ર ગંગાધર પણ ૨૭ સોમયજ્ઞો પૂરા કરી વૈકુંઠનિવાસી બન્યો. તેમના પુત્ર ગણપતિભટ્ટે બત્રીશ સોમયજ્ઞો કર્યા. અને ગણપતિભટ્ટના પુત્ર વલ્લભભટ્ટે પંચ સોમયજ્ઞો કર્યા શ્રી લક્ષ્મણભટ્ટે પણ પોતાનાં પિતા વલ્લભભટ્ટનું અનુકરણ કર્યું તેમણે બાકીના યજ્ઞો પૂરા કર્યા અને આકાશવાણી દ્વારા તેમની ખાતરી થઇ કે તેમના પુત્ર તરીકે ભગવાન્ અવતરવાના છે.

આ પ્રમાણે કથિત યજ્ઞના ફલરૂપ વલ્લભનો જન્મ હતો. તેમની પોતાની પણ એવી માન્યતા હતી કે તેઓ શ્રી ભગવદ્ મૂખારવિંદ વૈશ્વાનરનો અવતાર હતો અને નિર્ગુણભક્તિને પ્રસારવા પોતે ભૂમંડલપરા પધાર્યા હતા. આવીજ માન્યતા રામાનુજ અને મધ્વની પણ છે. શ્રી રામાનુજ પોતાને શેષાવતાર અને શ્રી મધ્વ પોતાને વાયુ

પુત્રાવતાર જણાવે છે. આથી એમ સિદ્ધ થાય છે કે તે વખતે આવી માન્યતાઓ કંઇક અંશે પ્રચલિત હતી. આપણે ઉપર જોયુ કે વલ્લભના પૂર્વજો દીક્ષિત હતા એટલુંજ નહિ પણ ગોપાલકૃષ્ણની પૂજા કરતા હતા. આ પરથી એમ માનવાને કારણ મળે છે કે તેઓ વિષ્ણુસ્વામી પ્રવર્તિત ભક્તિમાર્ગના અનુયાયીઓ હતા. વલ્લભ પણ તત્ત્વદીપ નિબંધની ઇતિશ્રીમાં 'વિષ્ણુસ્વામીમતવર્તી, સંજ્ઞા પોતાને લગાડે છે એ પણ તેનો વિશેષ પુરાવો છે. તેમનું બચપણ તેમના પિતાની સાથે બનારસમાં પસાર થયું હતું; અને ત્યાં તેમણે વેદ, વેદાંગ, ષડ્દર્શનો તેમજ આસ્તિક તથા નાસ્તિક વિચારકોના દર્શનોનો અભ્યાસ કર્યો. કિશોરાવસ્થામાંજ તેઓ પિતાવિનાના બન્યા. ત્યાર પછીથી એમ કહેવાય છે કે તેઓ રામાનુજ, મધ્વ, નિમ્બાર્ક વિગેરે વૈષ્ણવાચાર્યોના મૂલ ગ્રંથ પરિચય માટે દક્ષિણ હિંદમાં ગયા કારણ કે તે વખતે વિજયનગરનું બલવાન હિંદુરાજ્ય હતું કે જે વિદ્યાને સારો આશરો આપતું હતું. તે વખતે ત્યાં કૃષ્ણદેવરાય નામનો એક વૈષ્ણવરાજા રાજ્ય કરતો હતો અને તેણે બ્રહ્મસૂત્રોમાં કયો પ્રતિપાદિત સિદ્ધાંત છે તેનો નિર્ણય કરવા માટે શ્રૌત તેમજ સ્માર્ત આચાર્યોને બોલાવી એક મહાસભા બોલાવી હતી. વલ્લભ જે વખતે વિજયનગર પધાર્યા તે વખતે મધ્વસંપ્રદાયી વ્યાસતીર્થ અને શંકરાનુયાયી વિદ્વાનોનો વાદ ચાલતો હતો. દ્વૈતમતવાદી વ્યાસતીર્થ હાર-

વાની તૈયારીમાં હતા તેવામાંજ વલ્લભે સભા પ્રવેશ કર્યો. અને પોતાનાં વિદ્યા અને બુદ્ધિગૌરવથી માયાવાદને હાર આપી તેમણે અદ્વૈતપૂર્વક ભક્તિની તરફેણમાં પક્ષ કરી બીજા વૈષ્ણવમતાનુયાયીઓને પણ વાદમાં હરાવ્યા. ભક્તિ અને અદ્વૈતવાદનો સમન્વય અસંભવિત નથી કારણ કે જ્ઞાનેશ્વર મહારાજે તેમજ નારાયણભટ્ટે પણ તેમજ કરેલું છે. શ્વેતાશ્વતરોપનિષદ્ અને શ્રીમદ્ ભગવદ્ગીતા પણ તેનાજ નમુના છે. કૃષ્ણદેવરાય, વ્યાસતીર્થ અને બીજા ઉપર વલ્લભનો પ્રભાવ પડયો. રાજાએ તેમનો કનકાભિષેક કર્યો; અને મધ્વપંડિતે તેમને પોતાની પછી પોતાની ગાદીએ આવવા વિનવ્યું, પણ તે માગણીનો અસ્વીકાર કર્યો. ઉપરના બનાવથી તેમની કીર્તિ હિંદમાં ચોગમ પ્રસરી. ત્યાર પછીથી તેમણે ત્રણ ત્રણ વાર ભારતની પરિક્રમા કરી સ્થલે સ્થલે ભાગવતની કથા કરી તથા બીજા મતાવલંબીઓનાં માન મર્દન કરી નિર્ગુણ ભક્તિનો માર્ગ પ્રવર્તાવ્યો.

તેમનાં પત્નીનું નામ મહાલક્ષ્મી હતું અને તેથી તેમને બે પુત્રરત્ન પ્રાપ્ત થયાં હતાં. તેમનાં નામ ગોપીનાથજી અને વિઠ્ઠલેશ્વર છે. ગોપીનાથજીનો વંશ શ્રી પુરષોત્તમજી પછીથી ઉત્સન્ન થયો. હાલ જે ગોસ્વામી બાલકો સાત મુખ્ય ગાદી ઉપર જોવામાં આવે છે તે શ્રી વિઠ્ઠલેશ્વરના વંશજો છે. સંપ્રદાયનો ઉત્કર્ષ વિઠ્ઠલેશ્વરના વખતમાં ઘણોજ થયો. આ સંપ્રદાયને ગોસ્વામી સંપ્રદાય કહેવામાં આવે છે

તે તેમનેજ આભારી છે.

વલ્લભાચાર્યજીએ અનેક ગ્રંથો રચ્યા છે; પણ તેમણે પોતાના જીવનના કયા કયા વર્ષમાં કયા કયા ગ્રંથો યોજ્યા છે તેનાં ચોક્કસ દિનવર્ષ મલી શકતાં નથી. તેમણે કેટલાક સ્વતંત્ર ગ્રંથો રચ્યા છે કે જેમાં પત્રાવલંબન, તત્ત્વદીપ નિબંધ પ્રકાશ સાથે, અને ષોડશ પ્રકરણ ગ્રંથો મુખ્ય છે. પત્રાવલંબન સંબંધમાં એમ કહેવાય છે કે જે વખત વલ્લભ કાશીપાસે ચરણાદ્રિમાં રહેતા હતા ત્યારે પૂર્વમીમાંસાના ભાટ્ટ પંડિતો અને ઉત્તર મીમાંસા કે બ્રહ્મસૂત્રોના અર્થ કરનારા માયાવાદના પંડિતો તેમની પાસે ગયા હતા. વિવાદમાં ઉતરવાથી ભગવત્સેવામાં વિક્ષેપ થશે એમ ધારી, તેમણે એક પત્ર કાશીવિશ્વેશ્વરના દ્વારપર ચોંડયો. તે મર્યાદામતને અવલંબીને લખેલો છે. તેમાં કર્મ કાણ્ડ અને જ્ઞાનકાણ્ડનો સમન્વય કરેલો છે. વલ્લભે આ બંને કાણ્ડ ઉપરનાં જૈમિનિસૂત્ર અને વ્યાસસૂત્ર ઉપર ભાષ્ય કરેલાં છે તેમનાં નામ અનુક્રમે વલ્લભકૃત્ જૈમિનિસૂત્ર ભાષ્ય અને શ્રીમદ્ ભાષ્ય કે બૃહદ્ ભાષ્ય છે. આ બંને ભાષ્યો થોડાં સૂત્રો સિવાય દુઃપ્રાપ્ય છે. આ ઉપરાંત વ્યાસસૂત્રો ઉપર વલ્ભનું અણુભાષ્ય છે. કહેવાની જરૂર નથી કે અઢી અધ્યાય ઉપરનુંજ વલ્લભનું ભાષ્ય છે બાકીનું તેમના પુત્રે પુરૂં કરેલું જણાય છે. આ ઉપરાંત વલ્લભે શ્રીમદ્ ભાગવત્ ઉપર સૂક્ષ્મ ટીકા અને સુબોધીનીજી લખેલાં છે, કે જેમાંથી ફક્ત ૧ લા,

૨ જા, ૩ જા, ૧૦ મા અને ૧૧ મા સ્કંધના થોડા ભાગનાં સુબોધીનીજી પ્રાપ્ય છે. તત્ત્વદીપનિબંધ પ્રયોજવાનું કારણ તેઓ નીચે પ્રમાણે આપે છે. જે લોકો સાત્ત્વિક, ભગવદ્ ભક્ત, મુક્તિના અધિકારિ અને જેમનો દૈવયોગથી ભવના અંતનો સંભવ છે (અર્થાત્ જેમનો આ છેલ્લો જન્મ છે) તેમને માટે નિરૂપણ કરાય છે." (ત. નિ. ૧. ૨) આજ ગ્રંથ તેમની વિચાર સંકલના સ્પષ્ટ પ્રમાણે છે એટલુંજ નહિ પણ ભક્તિમાર્ગીય વિચાર કેવી રીતે કરવો તેનો સ્પુટ નિર્દેશ કરે છે. પ્રકરણ ગ્રંથો તેમની મનોભાવનાની દિશા-સૂચકો હોય એમ જણાય છે; તેમાં પુષ્ટિ પ્રવાહમર્યાદા પ્રકરણગ્રંથ ખંડકજ જોવામાં આવે છે. તેમાં સામાન્યજન સમૂહને પ્રવાહ સૃષ્ટિમાં, વેદની આજ્ઞા પ્રમાણે વર્તનારાને મર્યાદા સૃષ્ટિમાં અને પ્રભુની ઇચ્છાને આધીન રહી તેની કૃપા ઉપર જીવનારાને પુષ્ટિ સૃષ્ટિમાં મૂકેલા છે. આ ઉપરાંત તેમનો શ્રુતિગીતાનામક સ્વતંત્ર ગ્રંથ છે. તેમાં તેમના વિચારનું સંક્ષેપમાં રહસ્યરૂપે વિવરણ છે.

વિષ્ણુસ્વામી વલ્લભના પુરોગામી આચાર્ય થઇ ગયેલા છે કે જેમની થોડીઘણી અસર વલ્લભપર થયેલી છે. આ વિષ્ણુસ્વામીના સંબંધમાં કંઇ વિશેષ માહિતી મળી આવતી નથી. તેથી વલ્લભના ઉપર તેમના સિદ્ધાંતના કેટલા ભાગની અસર થઈ તે કહેવાવું મુશ્કેલ છે. તેમના સંબંધમાં ડૉ. ભાણ્ડારકર પોતાના " વૈષ્ણવ, શૈવ અને ઈતર સંપ્રદાયો "

નામક ગ્રંથના વલ્લભમત પ્રકરણમાં નીચે પ્રમાણે લખે છે. " પહેલાં થઇ ગયેલા વિષ્ણુસ્વામી–સ્થાપિતમતના જેવોજ વલ્લભનો વેદાન્ત મત છે. આ વિષ્ણુસ્વામી દિલ્હીના પાદશાહ ઉપર આધાર રાખતા દ્રવિડ સરદારના સલાહકારના પુત્ર હતા. નાભાજી પોતાની ભકતમાળમાં જ્ઞાનદેવ, નામદેવ, અને છેલ્લા વલ્લભને એક પછી એક જણાવે છે. આ સંપ્રદાયના પ્રથમ અનુયાયી જ્ઞાનદેવ ગણાવ્યા છે. તે જ્ઞાનદેવ સંન્યાસ ગ્રહણ કર્યા પછી ગૃહસ્થાશ્રમી થયેલા એક માણસના ત્રણ પુત્રોમાંના એક હતા. તેથી તેમનો જ્ઞાતિબહિષ્કાર કરવામાં આવ્યો હતો, અને વેદાભ્યાસમાંથી બાતલ કરવામાં આવ્યા હતા; પણ તેમણે પોતાની અદ્‌ભુત દૈવી શકિતથી એક પાડા પાસે વેદમંત્રોનો ઉચ્ચાર કરાવ્યો. આ વાત મહારાષ્ટ્રના જ્ઞાનેશ્વર મહારાજને બરોબર મળતી આવે છે કે જેમણે ગીતા ઉપર મરાઠીમાં ભાષ્ય કર્યું છે; પણ વિષ્ણુસ્વામી તેમના ગુરૂ થાય અથવા જ્ઞાનેશ્વર તેમના શિષ્ય કે અનુયાયી થાય એવું કંઇ મહારાષ્ટ્રીઓ જાણતા નથી. જો નાભાજીનો કહેલો વૃત્તાન્ત સાચો હોય તો વિષ્ણુસ્વામી તેરમીસદીના મધ્યભાગમાં જીવતા હોવા જોઈએ. જ્ઞાનેશ્વરના ભાષ્યની તારીખ શક ૧૨૧૨ ( ઇ. સ. ૧૨૯૦ અને સંવત ૧૩૪૬ ) છે. " વિષ્ણુસ્વામીએ આનંદકરમુખાદિ સાકાર બ્રહ્મનું પ્રતિપાદન કર્યું હતું, એમ વલ્લભના પૂર્વજોની ધાર્મિક માન્યતાથી સિદ્ધ ગણાય અને તેનોજ વિસ્તાર વલ્લભે

કર્યો છે એમ કહીએ તો તે અસંભવિત નહિ ગણાય; પણ તેમણે પ્રતિપાદન કરેલીજ ભકિતનો વિસ્તાર વલ્લભે કર્યો છે એમ કહી શકાય નહિ, કારણ કે એક સ્થળે શ્રીસુબોધીનીમાં વલ્લભ કહે છે કે વિષ્ણુસ્વામીએ તો તામસી ભક્તિનો ઉપદેશ કર્યો છે. જ્યારે તેમણે પોતે તો નિર્ગુણ ભકિતનો ઉપદેશ કર્યો છે. આ પ્રમાણે વલ્લભનેજ નિર્ગુણભક્તિના આદ્યદ્રષ્ટા ગણી શકાય.

વલ્લભાચાર્ય વસ્તુતાએ કોઇપણ માર્ગનું ખંડન કરતા નથી. તેઓશ્રી કહે છે કે જ્યારે મનુષ્ય સર્વજ્ઞ થાય ત્યારે જ્ઞાનનિષ્ઠા જાણવી, ચિત્ત જ્યારે પ્રસન્ન થાય ત્યારે કર્મનિષ્ઠા જાણવી, અને જ્યારે શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય ત્યારે ભક્તિનિષ્ઠા થઇ એમ જાણવું. (ત. નિ. ૧. ૧૭). આ પ્રમાણે ત્રણે નિષ્ઠાઓનાં લક્ષણ આપી સાધનોની અગત્યતા જણાવવા કહે છે કે નિષ્ઠાના અભાવમાં ફલ થતું નથી એવોજ નિશ્ચય છે, અને નિષ્ઠા ફક્ત કલ્પના દોડાવવાથી થતી નથી, પણ સાધનોથીજ થાય છે ( ત. નિ. ૧. ૧૮ ) આ પ્રમાણે સાધનોની સફળતા બતાવી તેઓશ્રી કહે છે કે અધિકાર પ્રમાણે વર્તવાથી ત્રણે માર્ગો નક્કી ફલિત થાય છે, પણ તેમનું એવું મંતવ્ય છે કે હાલ કલિયુગમાં બધાજ અધિકારો નાબુદ થયા છે, તેથી જો કૃષ્ણનું ભક્તિથી સેવન કરાય તો ખરેખર કલિકાલ પણ ફળદ્રુપ બને. (ત. નિ. ૧૯) આ પ્રમાણે પોતાના સમયના માણસોની બરાબર નાડ પારખી

તેમને ઉત્તમોત્તમ માર્ગ બતાવ્યો એટલુંજ નહિ પણ મનુષ્યની દુર્બળતા જાણી ભવિષ્યમાં સર્વ માણસો માટે પ્રભુનાં ભકિતરૂપી દ્વાર ખુલ્લાં કર્યાં. સુબોધીનીજીમાં એક સ્થળે કહે છે કે " આજ નિર્ગુણ ભકિત (જીવનો) પોતાનો ધર્મ છે, બીજો કોઈ નથી." "બધા વેદો, શ્રીકૃષ્ણનાં વચનોનું પણ એજ તાત્પર્ય છે અને બીજા અર્થો મત પ્રવર્તાવનારોથી કલ્પાયા છે." ( ત.નિ. ૧. ૨૦ ) જીવોને માટે આ એકલોજ માર્ગ ખુલ્લો છે, અને તેથી તે સર્વદેશીય છે, અને તેથીજ વિશ્વધર્મ બનવાને તે લાયક છે. તેનાજ સિદ્ધાંતો ઉપર રચાયલો ધર્મજ વિશ્વધર્મ બની શકે. વલ્લભ પોતે શુદ્ધ બ્રહ્મવાદનો સ્વીકાર કરનાર પરમ ભાગવત છે, અને ભાગવતની વ્યાખ્યા તેઓ એવી આપે છે કે જે લોકો શ્રી કૃષ્ણનાં વાકયોને અનુસરીને શાસ્ત્રોના અર્થો કરે છે તે ભાગવતો છે ( ત. નિ. ૨૧ ) પછીથી તેઓશ્રી જણાવે છે કે સાત્ત્વિક પુરૂષો પણ આ મતથી અજાણ્યા હોવાને લીધે મતાંતરોથી ખેંચાઇ જઇ હરિનું સેવન કરતા નથી અને તે માટે આ ઉદ્યમ થાય છે. આ પ્રમાણે પોતાના સિદ્ધાંતનું તાત્પર્ય હલકામાં હલકા મનુષ્યથી તે ઉંચામાં ઉંચા માણસને રસ્તો બતાવવાનું છે. તેનાં દ્વાર સર્વને માટે ખલ્લાં છે. ભક્તિમાગના તે ઉપદેષ્ટા છે એટલુંજ નહિ પણ તે ભકિતમાર્ગનેજ અનુસરે છે. તેમણે ભારતવર્ષના પરિક્રમણ વખતે સ્થલે સ્થલે શ્રમદ્ ભાગવતની કથા કરી છે, અને તે સ્થળો અદ્યાપિ

પણ બેઠકોને નામે મશહૂર છે.

તેઓના વખતમાં પણ શાંકરવેદાન્તનું પ્રાબલ્ય હતું. શાંકરવેદાન્તમાં ચિદ્બ્રહ્મનો સ્વીકાર થયો હોય એમ જણાય છે. આનંદમય બ્રહ્મને તેઓ માયાનું પરિણામ ગણે છે. આનંદમય એ તો બ્રહ્મનો કોષ છે પણ બ્રહ્મજ નથી ( જુવો. શાં. બ્ર. સૂ. ભા. ૧. ૧. ૧૯ સૂત્ર ઉપરનું ), તેને બહુતો તેઓ સવિશેષ કે માયાશબલ બ્રહ્મ સમજે છે આ પ્રમાણે શ્રી શંકર અપરબ્રહ્મ અને પરબ્રહ્મના ભેદ પોતાની વ્યાવહારિક અને પારમાર્થિક દૃષ્ટિથી ગણે છે, શ્રુતિઓનો સંપૂર્ણ સમન્વય કરવો હોય તો સગુણ અને નિર્ગુણ બ્રહ્મ વર્ણવનારી શ્રુતિઓ બ્રહ્મની બે બાજુઓને વર્ણવે છે એમ ગણી શકાય, અને આથીજ શુદ્ધ શ્રુતિ પ્રમાણકો એક શ્રુતિને બીજીથી ચઢિયાતી ગણી શકે નહિ, પણ બંનેને એક સરખીજ પ્રમાણ તરિકે ગણે. આથી પૂર્વમીમાંસકો અને માયાવાદીઓ એકદેશીયજ ગણાય. વેદનો સંપૂર્ણ સમન્વય કરવા માટે કર્મકાણ્ડ અને જ્ઞાનકાણ્ડનો પ્રમાણ તરીકે સરખો દરજ્જો જાળવવો જોઇએ. વિશેષમાં શ્રી શંકર જગતને બ્રહ્મનું વિવર્ત ગણે છે, પણ પરિણામ ગણતા નથી. હવે આ વિવર્તવાદને માટે યાજ્ઞવલ્કયના સ્વપ્નાવસ્થાના વર્ણન સિવાય ઉપનિષદોમાં કંઇ પ્રમાણ નથી. તેઓ દૂધનું દધિરૂપે રૂપાંતર થવું તેને પરિણામ ગણે છે. અહીં બ્રહ્મનું પણ જો આવુંજ પરિણામ

સ્વીકારાય તો તો બ્રહ્મના સ્વરૂપની હાનિ થાય અને તે દૃષ્ટિથી વિવર્તની દૃષ્ટિ યોગ્ય ગણાય અને આથીજ સર્વ કોઇ કબુલ કરશે કે એવું પરિણામ તો બ્રહ્મનું ન હોય, કારણ કે તેથી બ્રહ્મ સ્વરૂપની હાનિ થાય છે. ઉપનિષદોમાં પરિણામની વાત કરેલી છે પણ તે તેવા પ્રકારનું નહિ. ત્યાં તો માટીના વાસણો અને સુવર્ણનાં અલંકારોનાં દૃષ્ટાન્ત છે. હવે પ્રશ્ન એવો ઉપસ્થિત થાય કે ઘડો માટીનું પરિણામ છે કે નહિ, અને જો તે પરિણામ છે એમ ગણીયે તો તે કેવું છે. પરિણામ શબ્દ પરિ+નમ્ ધાતુપરથી આવે છે અને તેનો અર્થ 'ફેરફાર' થાય છે. ફેરફાર આપણે બે પ્રકારના જોઇએ છીએ. જેમકે દૂધનું દહીં. અહીં. સ્વરૂપનોજ ફેરફાર થાય છે. દૂધ દ્રવ્ય મટી જઇ દધિદ્રવ્ય બને છે દધિનું દૂધ પાછું બની શકતું નથી. પાણીનું હિમ થવું તે બીજો ફેરફાર કહેવાય. બરફ એ પાણીનુંજ બીજું સ્વરૂપ છે, એટલુંજ નહિ પણ તે પાણીજ છે. તેનું પાણી પણ થાય. આ બે જાતનાં પરિણામોને ઓળખાવવા માટે બે પૃથક્ શબ્દો યોજાયલા છે. પહેલાને આપણે વિકૃત પરિણામ કહીએ, જ્યારે બીજાને આપણે અવિકૃત પરિણામ કહીએ. સાંખ્યો પ્રકૃતિના, શંકરાનુયાયીઓ માયાના, રામાનુજ સત્ કે અચિત્‌ના વિકૃત પરિણામને માને છે એમ કહીએ તેમાં જરીકે ખોટું કહેવાય નહિ. વલ્લભ અવિકૃત બ્રહ્મ પરિણામ વાદી છે. બ્રહ્મનો બ્રહ્મમાંજ ફેરફાર થાય છે,

છતાં પણ બ્રહ્મજ છે, અને જગત્ તેના ઉચ્ચનીચ થવાના ભાવને લીધે તેનો સ્થિતિ ભેદ છે; સ્વરૂપભેદ નથી. શંકરાનુયાયીઓ પરિણામની એકદેશી વ્યાખ્યા આપી સ્વમતનું સમર્થન કરે છે. "વસ્તુના સ્વરૂપનો અન્યથા. ભાવ થવો તેનું નામ વિકાર કે પરિણામ કહેવાય છે, જ્યારે તત્ત્વના ફેરફાર સિવાય અન્યથા બોલાય તેનું નામ વિવર્ત કહેવાય છે." ( જુવો; વેદાન્તસાર. પૃ ૨૯ ). હવે આપણે જોઇએ કે શ્રી ઉદ્દાલકના આપેલા દૃષ્ટાન્તસાં વિવર્ત છે કે પરિણામ, અને પરિણામ હોય તો તે કેવું છે. શંકરાચાર્યજી વિવર્તનાં ત્રણ મુખ્ય દૃષ્ટાન્તો વાપરે છે મૃગજલ, રજ્જુમાં સર્પ અને છીપમાં રૂપાની પ્રતીતિ. આ સર્વમાં અન્યની અન્યપ્રતીતિ હોય એમ જણાય છે. પણ સુવર્ણમાં કે માટીમાં અન્યની પ્રતીતિ થાય છે એમ કોઇ પણ વિચારશીલ પુરૂષ કહી શકશે નહિ. ઘરેણું કે ઘટ અન્ય ભ્રમાત્મક દ્રવ્ય નથી અને ઘરેણું કે ઘટ બનાવવા છતાં તેમાંથી સુવર્ણ કે માટીની પ્રતીતિ જતી રહેતી નથી. આકારમાં ફેરફાર થવા છતાં પણ તેના સુવર્ણમાં કે માટીમાં ફેરફાર થતો નથી. તેથી છાંદોગ્ય શ્રુતિમાં ( ઉ. ૬. ૪ ) અવિકૃત પરિણામજ વિવક્ષિત છે એટલે સત્ કે બ્રહ્મ જગદ્રૂપે પરિણમે છે છતાં પણ એમાં વિકાર થતો નથી એવું વલ્લભનું મંતવ્ય સત્ય છે. ઉદ્દાલક મુનિ એક તત્ત્વવાદનો સ્વીકાર કરતા હોવાથી સાંખ્ય અને રામાનુજના પરિણામો તે સ્થલ નિર્દેશમાં નથી,

નહિતો તેમની સમજુતી યોગ્યજ છે. શંકરના બુદ્ધિવાદ આગળ તેથીજ રામાનુજના મતનું વિજયનગરની સભામાં ચાલ્યું નહિ. વિશિષ્ટભેદવાળા અદ્વતનું કેવલાદ્વૈત આગળ કંઇ.નચ્યું નહિ; પણ શુદ્ધાદ્વૈત આગળ કેવલાદ્વૈતનો નમસ્કાર વિના છુટકો ન થાય કારણકે એક અદ્વિતીય તત્ત્વવાદજ ઉપનિષદોમાં તેમજ બ્રહ્મસૂત્રો તથા ગીતામાં ખ્યાત છે, અને તેથીજ બેની ભ્રાન્તિવાળા મતનું ચાલે નહિ. ઉપરની શ્રુતિમાં વિકાર શબ્દ યોજાયલો છે; આથીજ શ્રુતિ ઉપર અવલંબતા વલ્લભને શ્રુતિનો સંપૂર્ણ ટેકો મળે છે.

શાંકરવેદાન્તમાં બ્રહ્મ એકલું સત્ય મનાય છે. બ્રહ્મ સિવાય બીજી કોઇ વસ્તુ નથી, પણ બ્રહ્મથી અન્ય વસ્તુ જગત્‌નો બ્રહ્મમાં આભાસ થાય છે એમ તેમનું માનવું છે; તેથી બ્રહ્મ અને જગત્ વચ્ચે કશો સંબંધ હોઇ શકે નહિ. જીવનુ જીવનપણું તો ઉપાધિથી છે, નહિતો વસ્તુતાએ તે બ્રહ્મજ છે. જો આવી વસ્તુસ્થિતિ હોય તો જ્ઞાનસિવાય મુક્તિ નથી એ શંકરાચાર્યજીની ભાવના સત્ય છે; પણ ભક્તિને તો સત્યતઃ કંઇ સ્થાનજ નથી રહેતું એ તો ખુલ્લું જણાઇ આવે છે. ( શાંકરમતમાં વિચારથી જે મુશ્કેલીઓ ઉભી થાય છે તેનો વિચાર કરવાનું આ સ્થલ નહિ હોવાથી તેમને પડતીજ મૂકીએ છીએ ). વિશેષમાં જો જીવ અને બ્રહ્મ વચ્ચે કશો કાર્યકારણનો સંબંધ ન હોય તો જીવને શિવ થવાનું કંઈ સાધન નથી. વલ્લભ કહે છે કે જીવનું

સ્વરૂપ શાંકરમત પ્રમાણે એક ભ્રમમાત્ર હોવાથી તેને બે દોષો લાગુ પડે છે જેવા કે જીવહાનિ અને જીવન્મુક્તિહાનિ ( જુવો. ત. નિ. ૧. ૫૯ ); અને જો બ્રહ્મજ અનાદિ અવિદ્યાથી બંધાઇને પોતાની અવિદ્યાથી સંસારભાવને પામતું હોય તો મુક્તિ કલ્પિતવાક્યોથીજ છે ( ત. નિ. ૧. ૭૯ ). આ પ્રમાણે વલ્લભ શાંકરવિચારને ભગવાન્‌ના માહાત્મ્યજ્ઞાનને નાશ કરનારૂં ગણે છે અને તેથી ભગવાન્‌ના ભક્તોએ તેની ઉપેક્ષા કરવી જોઇએ એવું તેમનું કહેવું છે. ( ત. નિ. ૧. ૮૦ )

વલ્લભના પહેલાં જે ભક્તિમાર્ગો હતા તે બધા સગુણ ભક્તિના હતા, તેમાં સેવક સેવ્ય ભાવજ મુખ્ય હતો. તત્ત્વજ્ઞાનમાં દ્વૈતજ તેમનું કેન્દ્ર હતું. વલ્લભે તો નિર્ગુણ ભક્તિનેજ આગળ કરી, રામાનુજાદિ આચાર્યોમાં ભગવાન્‌ની પૂજા લૌકિકરાજાની માફકજ ગણાતી; પણ પુષ્ટિમાર્ગમાં તેમ નથી કારણકે બધુજ કૃષ્ણજ છે. શ્રીકૃષ્ણના કાર્ય સિવાય અન્ય કોઇ કાર્ય જીવનું નથી, કારણ કે તેનું જીવન શ્રીકૃષ્ણથી અભિન્ન છે. કોઇ રાજાની કોઇ સેવક નિષ્કામ ઇચ્છાથી જેમ સેવા કરે તેમ ભક્તે શ્રીકૃષ્ણચંદ્રની સેવા કરવાની છે. આથીજ શ્રીવલ્લભનો પુષ્ટિમાર્ગ બીજા ભક્તિમાર્ગોથી વિચક્ષણ છે. તેઓશ્રી આવીજ કંઇક કોટીનો આશ્રય લઇ કહે છે કે કર્મમાં અધિકારવાળા જીવો હલકા કે નીચ છે; જ્ઞાનના અધિકારીઓ મધ્યમ છે અને શ્રીકૃ-

ષ્ણુને પ્રેમથી ભજનારા અને પ્રાણ અર્પણ કરનારા તથા તેમનેજ સર્વત્ર સ્ફુરાયમાણ થયેલા જોનારા જીવો ઉત્તમ છે. ( જુવો. ત. નિ. ૧. ૧. ૧. ૨ ).

આપણે જોઇ ગયા તેમ તે વખતે વર્ણાશ્રમધર્મ નાબુદ થઇ ગયો હતો, અને તેવીજ સ્થિતિમાં જીવનાશ્રમ ધર્મો હતા. તેઓ વર્ણાશ્રમ ધર્મ પાળવા તરફ વલણ ધરાવતા હતા ( ત. નિ. ૨. ૨૨૩ ) એટલુંજ નહિ પણ જીવનમાં ઉતારી રહ્યા હતા; પણ તેનો તેમણે ખાસ આગ્રહ કર્યો નથી. જીવનાશ્રમધર્મો પણ તેઓ પાળતા હતા. તે વખતે વાનપ્રસ્થાશ્રમ તદ્દન નાબુદ થયેલો હોવો જોઈએ, અથવા તો ભાગવત ધર્મમાં તેનું સ્થાન નહિ જેવું હોવું જોઇએ, અમુક વર્ષો સુધી ગુરૂના આશ્રમમાં રહી, સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવાના બ્રહ્મચર્યાશ્રમનો પણ નાશ થયેલો જણાય છે. શ્રીમદ્ આચાર્યજીએ પોતાનું પાછલું જીવન અડેલમાં વ્યતીત કર્યું; અને અંતિમ વર્ષમાં સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરવાની ઇચ્છા દર્શાવી. કલત્રની સંમતિ લઇ, પુત્રોને સેવાનું કામ સોંપી તેમણે ભાગવત સંન્યાસ લીધો. સંન્યાસનો મૂળ હેતુ તો વિષયોનો ત્યાગ છે; અને તે બે પ્રકારનો છે. એક સ્માર્ત અને બીજો ભાગવત. પહેલામાં પુત્રકલત્ર શિખાસૂત્રાદિનો ત્યાગ કરાય છે અને પરમાત્મતત્ત્વના ધ્યાન સિવાય બીજું કંઇ કામ કરાતું નથી. બીજામાં પુત્રકલત્રાદિનો ત્યાગ કરી, ભગવાનના આરાધનમાં તત્પર બની, અ-

ધિકતાથી ભક્તિનુંજ સેવન થાય છે. બંને શાસ્ત્રસંમત છે. વલ્લભે સંન્યાસ ગ્રહણ કર્યા પછી પોતાનું નામ પૂર્ણાનંદ રાખ્યું. પ્રથમના છ દિવસ તેમણે રાત્રિ દિવસ પસાર કર્યા. આઠ દિવસ સુધી તો તેમણે પોતાના ગૃહમાં રહી સર્વ દૈનિક કાર્ય કર્યું. ત્યારપછીના અષ્ટ દિવસ તેમણે પોતાનાં સગાંસંબંધીના ગૃહથી ભિક્ષા આણી બહૂદકાશ્રમ ગ્રહણ કર્યો. ત્યારપછી હંસાશ્રમમાં પ્રવેશ કરી કાશીમાં આવેલા હનુમાનઘાટ પર ભાગવત્સેવામાં તેમણે પોતાના શિષ્ય મંડળને બોલાવી ઘણાજ પ્રેમથી શ્રીનાથજીની ભક્તિ કરવાનોજ ઉપદેશ કર્યો, કારણ કે તેમને તે વખતે લાગ્યું કે પોતાનું જીવનકાર્ય પૂર્ણ થયું છે, અને પોતાનો દેહ ત્યાગ કરવાનો સમય પાસે આવેલો તેમણે જાણ્યો, અને તેથીજ પોતાના શિષ્યોને તેમની શી શી ફરજો છે તે સમજાવી. છેલ્લા સાત દિવસ તો પરમહંસની રીતિ પ્રમાણે કૌપીન ધારણ કરી ભગવદ્લીલા પ્રવેશની ઉત્સુકતાથી વાટ જોઇ. આ પ્રમાણે પોતાના અંતિમજીવનકાલનો વ્યય કરી સંવત ૧૫૮૭ ના આષાઢ શુક્લ દ્વિતીયાને દિવસે મધ્યાહ્નકાલે ભગવલ્લીલામાં પ્રવેશ કર્યો. તેજ દિવસે લીલા પ્રવેશ પહેલાં તેમને તેમના પુત્રો મળવા આવ્યા ત્યારે તેમણે તેમને સાડાત્રણ શ્લોકમાં જે ઉપદેશ કર્યો છે તેનો ગુજરાતીમાં અક્ષરશઃ અનુવાદ કરી નીચે આપ્યો છે કારણ કે તેથી તેમનું હાર્દ એકદમ માલમ પડી આવે છેઃ—

" તમે જ્યારે કોઇપણ રીતે બહિર્મુખ બની જશો, ત્યારે કાલના પ્રવાહમાં રહેલાં દેહચિત્તાદિ પણ ખરેજ તમને બધી રીતે ખાઇ જશે એવો મારો મત છે. શ્રીકૃષ્ણને લૌકિક પ્રભુ માનવા નહિ, કારણ કે તે લૌકિક નથીજ. અમારો પણ ભાવ ત્યાંજ છે, અને તે આ લોકનું તેમજ પરલોકનું અમારૂં સર્વસ્વ છે. તેથી કરીને આનું બધી રીતે અને સર્વભાવથી સેવન કરવું જોઇએ. તેજ ગોપીશ અમારૂં બધુંજ કરશે. " ( શિક્ષાશ્લોકો ) આ ઉપદેશ ખરેખર વિચારણીય છે. તેમણે તો પોતાના પુત્રો તેમજ શિષ્યમંડળને પોતાનું ઐહિક તેમજ પારલૌકિક સર્વસ્વ શ્રીકૃષ્ણનેજ ગણવા કહ્યું છે અને જો તેઓ તે પ્રમાણે ન ચાલે તો તેઓ પણ કાલપ્રવાહમાં તણાઇ જઈ, પ્રવાહી જીવો જેવા થઇ જશે.

શ્રી વલ્લભ પોતે એક પ્રેરિત મહાત્મા હતા. સાધન અને સાધ્ય તેમને માટે ભક્તિજ હતી; વેદમાં નિરૂપણ કરેલું સાધન અને ફલ પણ હરિજ છે ( ત. નિ. ૨. ૧૭ ). તેમણે સાદાઇને ગ્રહણ કરી, લોકોમાં પ્રભુભક્તિનો માર્ગ ફેલાવ્યો. તેમના જીવનની કુંચી વૈરાગ્યજ છે. ભક્તિ પ્રસરાવવાનું કાર્ય પણ જ્યારે પ્રભુની આજ્ઞા થઇ ત્યારેજ કર્યું. તેમણે ભગવચ્છાસ્ત્રોનો બહુજ ઉંડો વિચાર કરેલો અને જ્યારે સંદેહની નિવૃત્તિ માટે 'હરિ'એ કહ્યું ત્યારેજ તેમના કહેવા પ્રમાણે ભક્તિમાર્ગ સ્થાપન કર્યો. તેમના સર્વ ગ્રંથોનું

તાત્પર્ય પણ ત્યાગ તરફજ હોય એમ લાગે છે. ટુંકમાં કહીએ તો તેઓ આચારશીલ બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રીય આચાર્ય હતા.

---

## (૪) તત્ત્વવિચાર.

વેદોમાં અનેક દેવોની સ્તુતિઓ જોવામાં આવે છે. પ્રત્યેક દેવ તે જગત્‌નાં મહાન તત્ત્વોની પાછળ રહેલી શક્તિ જણાવે છે; અને આ બધી સમુચ્ચયશક્તિ જેમાંથી સ્ફુરે છે તેજ મહા શક્તિમાન્ દેવ તેજ ઇશ્વર કે પરમાત્મા. આશ્ચર્યપૂરિત વિશ્વમાં તેત્રીસ જાતના દેવો છે એવી ભાવના શ્રી યાજ્ઞવલ્કયના સમયમાં હોવી જોઇએ. તેમણે આ તેત્રીસ દેવોનો સમાવેશ અનુક્રમે છમાં, છનો ત્રણમાં, ત્રણનો બેમાં અને બેનો એકમાં કર્યો (બૃ૦ ઉ૦ ૩. ૯. ૧) એટલે એમણે જણાવી દીધું કે એકજ દેવમાં સર્વદેવનો અંતર્ભાવ છે. તેજ શ્રૌતકાલમાં "એકજ સત્‌ને વિપ્રો બહુરીતે બોલે છે" (ઋ. વે. ૧. ૧૬૪. ૪૬) એવી પણ ભાવના સ્ફુરી હતી. બીજી તરફથી તત્ત્વચિંતકો જગત્‌નો કોયડો છોડવા તલપાપડ થઇ રહ્યા હતા; અને છેલ્લે એવા નિર્ણય પર આવ્યા કે અંતિમ સત્યતો એકજ છે. જગત્‌ના ઉંડાણનું અંતિમ સત્ય તે બ્રહ્મ. વ્યક્તિ જીવનનું અંતિમ સત્ય તે આત્મા. પિંડમાં અને બ્રહ્માંડમાં એકજ તત્ત્વ અને તેનાં નામ બ્રહ્મ અને આત્મા અપાયાં. વિશ્વનાં સર્વ કાર્યો તેજ ત-

ત્વનાં છે. તેજ ઉત્પત્તિ, પાલન અને સંહારનું કામ કરે છે. બીજી રીતે કહીએ તો જગત્ તે તેનો આવિર્ભાવ, તે આવિર્ભાવ ટકાવી રાખવો તેનું નામ પાલન, અને તેનું તિરોભૂત થવું તેનું નામ સંહાર. સૃષ્ટિનું સૌન્દર્ય તેનેજ લીધે છે. સૃષ્ટિને સંયમનાર પણ તેજ છે. તેનું સ્વરૂપ સત્–ચિત્–આનંદ છે. કુંભકારના જેવી તેની બહિર્ક્રિયા નથી, કારણ કે તેની બહાર કંઇ નથી. સત્યતાથી તો અંતર્બહિનો વિચાર સૃષ્ટિની પછીનો છે. તેની ક્રિયા આંતરિક છે. સર્વજ સ્થળે તે છે; છતાં પણ સર્વ સ્થળમાં સંપૂર્ણ સમાયલો હોય એમ નથી; એટલે કે દેશમાં વ્યાપક હોવા છતાં તેનાથી અતીત છે. ટુંકમાં સર્વજ બ્રહ્મ છે, કે બ્રહ્મની ક્રિયારૂપ છે. સત્ તેજ ચિત્ છે. સત્‌થી સ્થૂલત્વ વિશેષ બતાવાય છે, અને ચિત્ત્વનો તેમાં અંતર્ભાવ છે. ચિત્ એ સત્ છે, પણ ચિત્‌માં ચેતનનો આવિર્ભાવ બતાવ્યો છે. શાંકર તત્વજ્ઞાનમાં સત્ અને ચિત્‌નો તાદાત્મ્ય સંબધહોવો જોઇએ, અને ચિત્‌ની સત્તાથી સત છે. નહિતો તેમાં ગુણવિશિષ્ટ દ્વૈતભેદ થાય. વલ્લભ આનંદમાંજ ચિત્‌નો અંદર્ભાવ અને સત્‌નો ચિત્‌માં અંતર્ભાવ સ્વીકારે છે. એટલે આનંદજ અંતિમ તત્ત્વ અને સત્ય છે એવો સ્વીકાર કરે છે. આથી એક તત્ત્વવાદ સિદ્ધ થાય છે. તેનું સ્વરૂપ'રસ' છે એવું તૈત્તિરિય ઉપનિષદ્ શ્રુતિ " તે ખરેખર રસ છે " ( ૩. ૨. ૭ ) થી સિદ્ધ

થાય છે. આ સર્વ પુરૂષ છે ( ઋ. વે. ૧૦. ૯. ૨. અથવા તો બ્રહ્મ છે (બૃ . ઉ. ૨. ૫. ૫. ) એવું પણ વર્ણન કરે છે; તેના સિવાય બીજું કશું નથી તે મૂળ "પુરૂષવિધ" આત્મા હતો; ( બૃ. ઉ. ૧. ૪. ૧. ) અને તેથી તે રમી શકતો ન હતો ( બૃ. ઉ. ૧. ૪. ૩. ) તેથી તેણે બહુ થવાની ઇચ્છા થઇ; અને આ સર્વ સૃજ્યું. ( તૈ. ઉ. ૨. ૬. ). તે પોતેજ જડ જગત, ચેતનશીલ જીવ અને અંતર્યામી રૂપે થયો. ( ત. નિ. ૧. ૨૯. ૩૦. ). આ સર્વ ભડભડ અગ્નિમાંથી ચિનગારીઓ નીકળે તેમ તેમાંથી થયું (મુ. ઉ. ૨. ૧). આ પ્રમાણે ચિનગારીઓ જેમ અગ્નિનો ભાગ હોઇ અણુરૂપ છે તેમ જીવ પણ બ્રહ્માંશ હોઇ અણુરૂપ છે. તેણે પોતાની અચિન્ત્ય શક્તિથી (માયાથી) ચિદ્ અને આનંદભાવો અથવા ગુણો જડ જગત્માંથી તિરોભૂત કર્યા, જીવમાંથી આનંદ તિરોભૂત કર્યો, જ્યારે અંતર્યામીમાં બધા આનંદ સુધીના ગુણો છે. એકલો બ્રહ્મજ સંપૂર્ણ આવિર્ભૂત આનંદરૂપ છે; અને તેજ સાકાર છે જ્યારે જડ અને જીવ નિરાકાર છે. પ્રભુની સૃજન ઇચ્છાથી આ પ્રમાણે જડ જગતનો આવીર્ભાવ થયો. તે વિહાર ઇચ્છિત બ્રહ્મના જીવો અંશો છે અને તેમની અંદર બધાના અંતર્યામી રૂપે તે રહેલો છે. આથી જગત, જીવ' અને અન્તર્યામી બ્રહ્મનાંજ જુદાં જુદાં રૂપો છે. શ્રી વલ્લભ "પુરૂષવિધ" બ્રહ્મનો સ્વીકાર કરતા હોવાથી તેમનો આધિદૈવિક તત્ત્વજ્ઞોમાં પણ સમાવેશ થાય.

આવિરભાવ અને તિરોભાવ બ્રહ્મની ખરેખર શક્તિઓ છે (ત. નિ. ૨. ૧૪૦) અને તેમનાથીજ જગત્‌નો વિકાસ વલ્લભ સમજાવે છે, એટલે કે હાલના સાયન્સના ઉત્ક્રાન્તિ-વાદને આ વાદ ઘણો મળતો આવે. ભેદ એટલો કે વિજ્ઞાન નેબ્યુલા કે નિહારિકા મતથી શરૂ થઇ પૃથ્વી મારફતે જડ સૃષ્ટિ અને વનસ્પતિ–સૃષ્ટિમાં થઇને ચેતન સૃષ્ટિનો ઉદ્‌ભવ બતાવે છે, અને હજુ તે વિકાસ આગળજ વધવાનો એટલે કે સંપૂર્ણ આનંદ તરફ જવાનો, અને તેનું કારણ બુદ્ધિ એટલુંજ આપે કે આનંદ સર્વનું તારતમ્ય છે તથા અંતિમ સ્વરૂપ પણ છે; પણ જે વસ્તુ કે ગુણ જેમાં ન હોય તે તેમાંથી કેમ ઉદ્‌ભવે ? અસત્‌માંથી સત્ કેમ જન્મે ? (છાં. ઉ. ૨. ૨.) આ ન્યાયે આનંદરૂપ બ્રહ્મ સર્વથી પહેલું હોવું જોઇએ એમ ન્યાયદૃષ્ટિ કબુલે, અને સર્વનો અંત પણ આનંદજ હોય,, અન્યથા તેમ સંભવે નહિ. તો પછી પ્રશ્ન ઉભો થાય કે સુખદુઃખના દ્વંદ્વરૂપી જગત્ ક્યાંથી થયું. ઉપનિષદો તેનો જવાબ ન આપી શકાય એમ કેટલી-કવાર કબુલે છે, છતાં સમજાવવા ખાતર તેઓ કહે છે કે આ બધું તેની અચિન્ત્યમાયા શક્તિથી બન્યું. આધિદૈવિ-કવાદનો સ્વીકાર કરી કહે છે કે તેને રમણની ઇચ્છા થઇ, અને તેથી ઉચ્ચનીચ સૃષ્ટિ આવિર્ભાવ પામી. વલ્લભાચાર્ય પોતે શ્રુતિવચન ઉપર આધાર રાખી અનેક પ્રકારના સૃષ્ટિના ભેદ કહેવાયલા છે તેનો સ્વીકાર કરે છે, અને આ સર્વ

" અચિન્ત્ય અનંત શક્તિને લીધે થાય " એમ કહે છે ( ત. નિ. ૧. ૪૦ ). આવા છ પ્રકારના ભેદ તેમણે સ્વીકારેલા છે. કેટલીક વખત વિશ્વનો આવિર્ભાવ ભગવાન્ પોતેજ કરે છે, કેટલીકવાર પુરાણોમાં વર્ણવ્યા પ્રમાણે પુરૂષ કે હિરણ્યગર્ભદ્વારા કરે છે. કેટલીકવાર અન્યથા રીતે એટલે પંચરાત્રમાં વર્ણવ્યા પ્રમાણે ચતુર્મૂર્તિ એટલે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધદ્વારા કરે છે, કોઇકવાર તે સર્વ પોતેજ થાય છે અને ત્યારે કોઇમાંથી પણ આનંદનો તિરોભાવ થતો નથી, કદાચિત્ ઇન્દ્રની જાલની માફક તે સર્વ માયાથી સર્જે છે અને ત્યારે જ્ઞાનાદિ સર્વ વસ્તુતઃ નાબુદ થઇ વાર્તામાત્રજ બને છે, અને છેવટે કહે છે કે " હરિ કોઇક વાર વિયદ્ (આકાશ)થી શરૂ થતા જગતને સર્જીને ( તૈ. ઉ. ૨. ૧. ) અને પછીથી જીવ અંતર્યામી બે રૂપે પ્રવેશ કરીને રમે છે. " ( ત. નિ. ૧. ૩૭. ૩૯. ) ઉપર કહેલા બધા સૃષ્ટિ ઉત્પત્તિ વિચારોમાં અંતિમ પ્રાધાન્ય ભોગવતો હોય એમ જણાય છે, કારણ કે તેજ વાદ લીલાવાદથી ઓળખાય છે. આ લીલાવાદનું સૂક્ષ્મ બીજ ઋગ્વેદમાં હોય એમ જણાય છે. જીવ અને અંતર્યામીને બે પક્ષીઓની ઉપમા અપાયલી છે. ( ઋગ્વેદ ૧, ૧૬૪; ૨૦ ). તેમનું વર્ણન એવું કરાયલું છે કે બંને એ એકજ વૃક્ષનો આશ્રય કરેલો છે, તેમાંનો એક (જીવ) વૃક્ષનાં ફળ ખાય છે અને બીજો (અંતર્યામી) ખાધા વિના દ્રષ્ટાની સ્થિતિમાં

રહે છે. આવીજ ભાવના મુણ્ડકોપનિષદ્‌માં ( ૩. ૧. ૧. ) પણ જોવામાં આવે છે. આમાં ઉપર કહેલી બૃહદારણ્યકની રમણ ભાવના ઉમેરીયે તો બરોબર ભાગવતમાં કહેલો કૃષ્ણ લીલાવાદ કંઇક અંશે સ્ફુટ થાય, કે જેને વ્યાસમતને અનુસરીને વલ્લભ સમજાવે છે.

બ્રહ્મવાદને અડચણ ન કરે તેવા સાંખ્યનો સ્વીકાર વલ્લભે કરેલો છે. બહુ પ્રકારના ( જુવો ભાગવત સ્કંધ ૧૧, અ. ૨૨ ) સાંખ્યમતના વિચારોમાંથી તેઓ અઠ્ઠાવીસ તત્ત્વવાળા સાંખ્યને પ્રામાણિક ગણે છે ( ત. નિ. ૧. ૯૩ ). તે અઠ્ઠાવીસ તત્ત્વો નીચે પ્રમાણે ગણાવ્યાં છે. ત્રણ ગુણો; પુરૂષ પ્રકૃતિ, મહત્, અહંકાર, પંચતન્માત્રાઓ, પંચમહાભૂતો, પંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મન. ( ત. નિ. ૨. ૯૪. ૯૫. ) તેમનો સ્વીકાર કરીને તેઓશ્રી કહે છે કે પરમાત્મા પહેલાં પ્રકૃતિ અને પુરૂષરૂપે થયા કે જે રૂપનું અધિષ્ઠાન કરવાથી તે અક્ષર કહેવાય છે. ( ત. નિ. ૨. ૯૮) તે જે જે રૂપે કાર્ય કરવાની ઇચ્છા કરે છે તે રૂપે તે થાય છે; અને જ્યારે તેના જ્ઞાનથી મોક્ષ હેવો એવો વિચાર કરે છે, ત્યારે અક્ષર પણ બ્રહ્મરૂપજ છે. તે પ્રથમ ચતુર્મૂર્તિને કરે છે અથવા તો તે રૂપોએ થાય છે. જેમકે અક્ષર, બ્રહ્મ, કાલ અને સ્વભાવ ( તેનો પ્રકાશ જુવો ). તેમાં કાલ ભગવાનની અંદર છે; ( ત. નિ. પ્ર. ૨. ૯૭ ) તેવીજ રીતે સ્વભાવ જુદો પડી શકે નહિ. પરિણામ અથવા ઉત્ક્રાન્તિને

માટે કાલ આવશ્યક છે; અને જે જેવું હોય તે તેવુંજ રહે અને જેમાં જે હોય તે થાય. આથી બ્રહ્મનાં લીલા વિસ્તાર માટે બે મુખ્ય રૂપો થયાં ( સિ. મુ. ૩ ) જેવાં કેઃ—

अ. આનંદસ્વરૂપ બ્રહ્મ, પુરુષોત્તમ કે કૃષ્ણ નિત્યસ્વરૂપ.

ब. અક્ષર–પરિણામી, કૂટસ્થ તથા અવ્યક્તાદિ શબ્દોથી કહેવાતું રૂપ.

૨૭પ્રકૃતિ
૨૪–૨૬સદ્રૂપ ત્રણ ગુણો વાળી.

૨૮પુરૂષ
ચિદ્રૂપ જીવો.

૨૩મહત્ (સૂત્ર)

૨૨અહંકાર (બુદ્ધિ અને પંચ પ્રાણ

૧૧–૨૧સત્વાંશ–એકાદશ ઇન્દ્રિયો

પંચ જ્ઞાનેન્દ્રિયો } મન { પંચ કર્મેન્દ્રિયો.

તમસંશ–પંચતન્માત્રાઓ

શબ્દ,૧૦ સ્પર્શ,૮ રૂપ,૬ રસ,૪ ગંધ૨.

આકાશ૯ વાયુ૭ અગ્નિ૫ અપ્૩ પૃથ્વી.૧

આ પ્રમાણે સંપ્રદાયમાં સાંખ્ય દૃષ્ટિનું જ્ઞાન જોવામાં આવે છે, અને તે બ્રહ્મપરિણામવાદ સિદ્ધ કરવાને અત્યાવશ્યક છે. આ પ્રમાણે આપણો બ્રહ્મવાદ, શાંકરમાયા પરિણામવાદ, સાંખ્ય પ્રકૃતિપરિણામવાદ, અને રામાનુજ સત્પરિણામવાદથી

તદ્દન જુદો પડે છે. તે વાદોમાં વિજ્ઞાન અને શાસ્ત્રની દૃષ્ટિથી જે જે સારૂં અને ગ્રહણીય છે તે આવી જાય છે, અને તેમના દોષોમાંથી મુક્ત થઇ જાય છે. **પદાર્થોને છુટા છુટા ગણાવવાની પદ્ધતિ જે શાસ્ત્રોની છે તે ફેંકટ છે.** આથી કણાદ અને ગૌતમ ઋષિઓના પદાર્થોનો બહિષ્કાર થયો. ( ત. નિ. ૨. ૯૪ ). આચાર્યશ્રી પૂર્ણ વદિકમાર્ગનો સ્વીકાર કરનારા હોવાથી, વેદના યજ્ઞકાંડ કે બ્રાહ્મણ વિભાગને પદ્ધતિસર ગોઠવનાર અને ઉપદેશનાર જૈમિનિને તેમજ જ્ઞાનકાંડ કે ઉપનિષદોનો સમન્વય કરી સમજાવનાર વ્યાસને પોતપોતાના વિભાગમાં સરખું મહત્ત્વ આપે છે. એક પૂર્વમીમાંસા કે કર્મમીમાંસા કર્તા છે; ત્યારે બીજા ઉત્તર-મીમાંસા કે બ્રહ્મમીમાંસાના કર્તા છે. બંનેનું પરિપૂર્ણ જ્ઞાન થવાથી સર્વ વેદના અર્થનો નિર્ણય થાય છે. તેનો નિર્ણય ઘણાખરાથી અથવા ઘણું ખરૂં ( બહુભિઃ ) ભૂલાઇ ગયો છે; તેમની ગતિ હું પછીથી કહીશ. ( ત. નિ. ૩૦ ૩૧ ) આથીજ વલ્લભે કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગો કે જે એક દેશીય વૈદિક દૃષ્ટિથી હતા તેમના ઉપર ભાષ્યો લખી તેમનો નિર્ણય કર્યો છે. ભાટ્ટમીમાંસકો અને શાંકરમાયા-વાદીઓને તેમણે પોતાના 'પત્રાવલંબન'થી જવાબ આપ્યો છે. યજ્ઞો સંબંધી વલ્લભાચાર્યજીના ચોક્કસ કયા કયા વિચારો હતા તે જાણવાનું હાલ અસંભવિત થઈ પડ્યું છે. કારણ કે તેમનું થોડાંકજ પૂર્વમીમાંસાસૂત્રો ઉપરનું

ભાષ્ય હાલ પ્રાપ્ત છે; છતાં પણ એટલું તો કહી શકાય કે તેઓ "હરિ યજ્ઞરૂપ છે" અને તેનું વર્ણન પૂર્વકાંડમાં છે. તે પૂર્વકાંડ પંચવિધ ધર્મનું એટલે કે અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુ અને સોમયજ્ઞોનું ભાન કરાવે છે અને તે ધર્મદેશ, કાલ, દ્રવ્ય, કર્તા, મંત્ર, કર્મ એ છ સાધનોથી ફલીભૂત થાય છે." ( પત્રાવલંબન ૨૩.–૨૪ અને ત. નિ. ૧. ૧૧ ઉપરથી ) એમ માનતા હોય તેમ જણાય છે. પણ યજ્ઞો ઉપર વલ્લભ ભાર મૂકતા નથી, કારણકે ઉપરનાં છ સાધનો શુદ્ધરૂપમાં મળવાં અશક્ય છે. આ ઉપરાંત તેમણે અનેક શાસ્ત્રોને પોતપોતાના વિષયમાં સર્વોપરિ પ્રમાણભૂત ગણ્યાં છે આથી એમ સિદ્ધ થાય છે કે તેમના જીવનનો હેતુ શાસ્ત્રમર્યાદા ઉલ્લંઘવાનો ન હતો, પણ ધર્મસંસ્થાનનો હતો. વેદને સમજવા માટે તેનાં ઉપાંગોના ખાસ અભ્યાસની જરૂર છે અને તેનાથી વેદરક્ષાનું ફલ થાય છે કે જે ત્રણ પ્રકારનું છે. તેના સ્વરૂપનું, અર્થનું અને તેની ક્રિયાનું કે જે કાર્ય બબ્બે ઉપાંગો અનુક્રમે કરે છે. શિક્ષા અને છંદ પહેલું, નિરૂક્ત અને વ્યાકરણ બીજું, જ્યોતિષ્ અને કલ્પ ત્રીજું. ( ત. નિ. ૨. ૭૨–૭૩ ) આજ પ્રમાણે તેઓ ચતુરૂપવેદોને મનુષ્યોના ઉપકારક ગણે છે; કારણકે આયુર્વેદથી આરોગ્યની, ધનુર્વેદથી રક્ષાની, ગાંધર્વવેદથી ઉદ્વેગહાનિની, અને સ્થાપત્યવેદથી વસવાનાં સ્થાનની સિદ્ધિ થાય છે. (ત. નિ. ૨. ૭૯) આચાર્યશ્રી કાવ્યશાસ્ત્રોનું

પ્રમાણ ગણુતા નથી, કારણકે તેમના અસત્યપણા તેમનો કદાપિ ઉપયોગ થતો નથી. વાલ્મીકિ રામાયણ સાંપ્રત હોવાથી તેમજ કાવ્ય હોવાને લીધે તેનું પ્રામાણ્ય નથી. ફક્ત વ્યાસે જે સમાધિભાષાથી કહ્યું છે તેનું પ્રમાણ છે. (ત. નિ. ૮૦-૮૧) આ સર્વ ધર્મની બાબતથી ગણવું.

## अ પ્રમાણ વિચાર.

સર્વ દર્શનકારોએ કોને પ્રમાણ ગણવું અને કોને ન ગણવું એ બાબતનો પ્રથમ નિર્ણય કર્યો છે. વ્યવહારમાં પ્રત્યક્ષ પ્રમાણ સર્વોપરિ ગણાય છે, અને તેના ઉપર અવલંબતું અનુમાન તેનાથી ઉતરતું ગણાય છે. ચાર્વાકો કે આધિભૌતિકવાદીઓ પ્રત્યક્ષને જ ફક્ત પ્રમાણ ગણે છે. કણાદ અને બૌદ્ધો બંનેને પ્રમાણ ગણે છે. સાંખ્યો અને યોગીઓ તેથી આગળ જાય છે, અને તેમાં આપ્ત પ્રમાણ ઉમેરે છે. સાં. કા. ૪. યો. સૂ. ૧. ૭ ) વેદ અથવા શબ્દ પ્રમાણ આપ્તમાં આવી જાય છે. તેઓ બુદ્ધિના ગૌરવને વિશેષ અગત્યનું ગણે છે. એકદેશી નૈયાયિકો ઉપરના ત્રણને પ્રમાણ ગણે છે, પણ અક્ષપાદ કે ગૌતમ ઉપમાન ઉમેરી ચારને પ્રમાણ તરિકે સ્વીકારે છે. પ્રભાકર અર્થાપત્તિને ઉમેરે છે અને ભાટ્ટમીમાંસકો તથા શાંકરવેદાન્તીઓ અભાવ સહિત છ ને પ્રમાણ વિભાગમાં મૂકે છે, અને પૌરાણિકો સંભવ તથા ઐતિહ્યને ઉમેરી આઠને પ્રમાણ ગણે છે. (જુવો સર્વમત સંગ્રહ પૃ૦ ૧૪). પ્રમાણવાદીઓના

પ્રમાણોનો ટુંકમાં ત્રણ પ્રમાણમાંજ સમાવેશ થાય. અનુમાનમાં અનુમાન ઉપરાંત ઉપમાન, અર્થાપત્તિ, અભાવ, સંભવ, અને ઐતિહ્ય સર્વેનો સમાવેશ કરી શકાય.

પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણોનું કામ તો દૃશ્ય પદાર્થો ઉપર ચાલી શકે, પણ જો ઈંદ્રિયાતીત વિષય કે સૃષ્ટિ હોય તો તેના ઉપર તેમનું કંઇ ચલણ ચાલે નહિ—એવો સર્વ વૈદિક આચાર્યોનો મત છે. તેથી વેદોને અપૌરૂષેય ગણીને ઇંદ્રિયાતીત વસ્તુઓમાં તેમનેજ મુખ્ય પ્રમાણભૂત ગણવામાં આવ્યા છે. બાદરાયણ વ્યાસે ઉપનિષદો અને કદાચ ગીતાના સમન્વય માટે બ્રહ્મસૂત્રો યોજ્યાં. તેમણે પ્રમાણ તરીકે શબ્દનેજ ગણ્યો છે કારણ કે તર્કનું સ્થાન ઇંદ્રિયાતીત વસ્તુઓમાં ચાલતું નથી, એમ પોતે 'તર્કના અપ્રતિષ્ઠાનથી' (બ્ર. સૂ. ૨. ૧. ૧૧) સૂત્રથી જણાવે છે; અને શ્રુતિનો અર્થ તો "શબ્દ મૂલત્વથી" (બ્ર. સૂ. ૨. ૧. ૧૭) થવો જોઈએ. આજ કારણને લીધે અનુવાદનીજ પદ્ધતિથી કામ કરવા માટે 'શ્રુતત્ત્વથી' (બ્ર. સૂ. ૧. ૧. ૧૧.; ૩. ૨. ૩૯) અને 'અને શ્રુતિથી' (૩. ૪. ૪૬) સૂત્રો યોજેલાં હોય એવું જોવામાં આવે છે. તેઓ બુદ્ધિ અથવા તર્કને શ્રુતિઅનુસાર હોય તોજ તેને કામમાં લે છે. આથી શાબ્દપ્રમાણનું બલ બ્રહ્મસૂત્રોમાં પ્રાધાન્ય ભોગવે છે. તેજ પદ્ધતિનો સ્વીકાર વલ્લભ કરે છે. પ્રેરિત સત્યોને સમજાવવા તે સિવાય અન્ય ઉપાય નથી. આજ વાતનું સમર્થન એક સ્મૃતિવાક્ય નીચેના

શબ્દોથી કરે છેઃ–" ખરેખર ! જે અચિન્ત્યભાવો છે, તેમને તર્કથી યોજવા નહિ; પ્રકૃતિથી જે પર છે તે અચિન્ત્યનું લક્ષણ છે. " સ્વતંત્ર વિચારકો ઉપનિષદોમાંથી કોઇક પ્રકારની સ્ફુરણા મેળવતા હતા; અને હજુ પણ તે હિંદ તત્ત્વ ચિંતનમાં પોતાનો ભાગ આપ્યાજ જાય છે. ગીતા પણ એક તે વખતનાં તત્ત્વચિંતનોનો વિશાળદૃષ્ટિથી સમન્વય કરનારૂ અતિ અગત્યનું પુસ્તક છે. જગત્ના વાઙ્મયમાં તેનો જોટો નથી એમ કહીએ તેમાં જરીકે અતિશયોક્તિ નથી. હિંદુઓમાં જો કોઇજ એક સરખું માન્ય પુસ્તક હોય તો તે એકલુંજ છે. શંકરાચાર્યજી આ ત્રણેને પ્રમાણત્રયી તરીકે ગણાવે છે, અને તેમના ઉપર તેમનાં ભાષ્યો પણ છે. અનુવાદની દૃષ્ટિથી તે ઓછાં કીંમતિ છે એવો હાલ વિદ્વાનોનો મત છે; પણ તેમાં રહેલી તાત્વિક દૃષ્ટિએ ઘણા કેળવણી પામેલાનાં મન હર્યાં છે. લોકોમાં પ્રિય થઇ પડેલાં પુસ્તકો દ્વારા નવાં સત્યો આપવાનું કામ અથવા તો સમય પ્રમાણે કેટલાંક સત્યોને પ્રાધાન્ય આપવાનું કામ અહીંના તત્ત્વચિંતકોએ પૂર્ણ વફાદારીથી કર્યું છે. એવો સમય આવી લાગ્યો કે જ્ઞાનદૃષ્ટિથી પરમ સત્ય અનુભવવું ઘણું દૂર થયું. તે તો પ્રમાણવિભાગથી દૂરજ રહ્યું. લોકોની શ્રદ્ધા બુદ્ધિમાંથી ઉઠી જવા માંડી હતી. તેજ અરસામાં હૃદયની અંદર રહેલી ભક્તિની લાગણી પૂર્ણ જોસથી બહાર આવી. દક્ષિણમાં અલ્વારોએ તે કામ સાધ્યું. ભક્તિશાસ્ત્રોને પ્રાધા-

ન્ય મળ્યું. શાંડિલ્યસૂત્રો તથા નારદસૂત્રો ભક્તિમીમાંસા અને ભક્તિવ્યાખ્યાન તરીકે આગળ આવ્યાં. પાંચરાત્રધર્મનું પ્રામાણિકપણું રામાનુજે સ્વીકાર્યું એટલુંજ નહિ પણ તેને અગ્રસ્થાન આપ્યું. ભકિતધર્મનો ફેલાવો રામાનુજ, મધ્વ, નિમ્બાર્ક તથા કેશવ કાશ્મીરીએ કર્યો. ઘણા ભકતોએ તેનું ગાન કર્યું અને પ્રભુનો મહિમા અમુક નામને પ્રાધાન્ય આપી કર્યો. શ્રીમદ્ વલ્લભાચાર્યે નિર્ગુણ ભક્તિનો ફેલાવો કર્યો. કંઇપણ અપેક્ષા વિના પોતાની પ્રિય પ્રભુનું ગાન કરવું તેજ ઉત્તમ છે, એવો તેમનો સિદ્ધાંત છે. પ્રમેય પ્રભુમાં સર્વ રીતે મનને રોકી રાખી તેમાંજ સ્થિર થવું તે ઉત્તમોત્તમ દશા છે. આને વલ્લભ નિરોધ દશા કહે. છે આવી સ્થિતિ પ્રભુકૃપાથીજ બને છે. પુષ્ટિમાર્ગ કે જે વેદથી વિલક્ષણ છે તેનું રહસ્ય આજ છે. પ્રમાણવિભાગ પણ તેમણે સ્વીકાર્યો છે. તેમાં હૃદયની સંપૂર્ણ વિશાળતા છે, પણ ન્યાય બુદ્ધિની ખામી છે. સ્વતંત્ર વિચારક કરતાં ભક્તિની ભાવના તેમનામાં ઘણીજ ઉંડી અને તીવ્ર છે, અને સર્વવાસુદેવમય તેમની દૃષ્ટિ છે. વૈદિક સાહિત્યનો એક સમન્વય કરવાની તેમની બુદ્ધિ અલૌકિક સામર્થ્ય ધરાવે છે. તેમનું ખાસ મંતવ્ય છે કે "વેદનો અર્થ અલૌકિક હોવાથી યુક્તિથી પ્રાપ્ત નથી; તેનો અર્થ તપથી, વેદયુક્તિથી, અને પરમાત્માના પ્રસાદથી સમજાય છે." ( અણુભાષ્ય ) પ્રમેય મતથી જુદા વિભાગ પ્રમાણમાં તેઓ વેદો, શ્રીકૃષ્ણ વાકયો, વ્યાસસૂત્ર અને

વ્યાસની સમાધિ ભાષાને ગણાવે છે. વેદોમાં સંશય જણાય તો તેનું નિવારણ તે પછીના ગ્રંથોથી કરવું. ગીતાજીમાંના શ્રી કૃષ્ણના વાકયોમાં સંદેહ જણાય તો તેને વ્યાસસૂત્રો અને ભાગવતની વ્યાસસમાધિભાષાથી દૂર કરવો. આ પ્રમાણે તેમનાજ અર્થમાં અથવા સિદ્ધાંતમાં પૂર્તિ કરે અથવા તો એકજ સંદેહ દૂર કરે તેમનોજ પ્રમાણ તરીકે ઉપયોગ કરવો; અથવા તો એકજ પ્રભુ સર્વરૂપ હોવાથી નામલીલા ભેદવાળો છે. વિરૂદ્ધાંશનો ત્યાગ કરવાથી સર્વજ પ્રમાણરૂપ છે. ( ત. નિ. ૧, ૭–૯ ]

## ब प्रमेय–વિચાર

મહાન્ જગન્નિયંતા પ્રભુનો ઉલ્લેખ અનેક નામથી જુદા જુદા ગ્રંથોમાં થયેલો છે, "સત્ એક છે અને વિપ્રો તેનું વર્ણન બહુરીતે કરે છે" ( ઋ. સં. ૧. ૧૬૪. ૪૬ ) અનુવાદમાં નિપુણ એવા વલ્લભ આ વાત સારી રીતે સમજે છે. તેઓ કહે છે કે બ્રહ્મની સંજ્ઞા વેદાન્ત, સ્મૃતિ અને ભાગવતમાં જુદી છે. તે અનુક્રમે બ્રહ્મ, પરમાત્મા, અને ભગવાન્ છે ( ત. નિ. ૧. ૬. ) આપણાં શાસ્ત્રોમાં અતિભૌતિકવાદ અને ઈશ્વરજ્ઞાન તદ્દન જુદાં પડયાં નથી. જેમ જીવનના જુદા જુદા; નિરાળા અને સંબંધ વિનાના કટકા થઇ શકે નહિ તેમ જ્ઞાનની બાબતમાં પણ સમજવું. અતિભૌતિકવાદ એટલું ખુલ્લી રીતે બતાવી શકે કે જે ભેદો આપણે જોઇએ છીએ તે બુદ્ધિએ કરેલા છે; તે ઉપરાંત

બુદ્ધિનો કેટલો વિષય છે, અને બુદ્ધયતીત કંઈક છે કે નહિ તેનો કંઇક આછો ખુલાસો આપે. જ્યાંથી બુદ્ધિ પડતું મૂકે છે, ત્યાંથી મનુષ્યની જીજ્ઞાસા હૃદયના ભાવો સાથે ભળી જીવનના અંતિમ હેતુઓ સમજવા પ્રયાસ કરે છે; અને આંતરિક આછાં પણ સુદૃઢ સ્ફુરણો ઉપર આધાર રાખે છે. તે પથમાંથી પસાર થવા માટે જો કે સંપૂર્ણ પ્રકાશ હોતો નથી, છતાં મનુષ્ય ધાર્મિક જીવનમાં ઘસડાઇ કંઇક કંઇક આધ્યાત્મિક રહસ્યો અનુભવતો જાય છે. તે સ્થિતિનું વર્ણન કેટલીકવાર તેની ચેષ્ટાઓ પરથી આપણે જાણી શકીએ. અનુભવનાર પણ પોતાની તેવી સ્થિતિનું વર્ણન કરી શકતો નથી. આજ વસ્તુસ્થિતિને લીધે કેનોપનિષદ્ કહે છે કે "ત્યાં દૃષ્ટિ જતી નથી, વાણી જતી નથી, મન નહિ, અમે જાણુતા નથી, તેને કેમ બરાબર સમજાવવું જોઇએ તે અમે વિશેષે કરીને જાણુતા નથી" ( ૧–૨ ) અનુભવનાર તો ફક્ત એટલુંજ કહે કે "પ્રભુએ તેના મગજમાં આ સત્ય મૂક્યું" અને તેથી તેની તેવી સ્થિતિ થઇ. પ્રભુની અનંત શક્તિનો પ્રવાહ તેના જીવનમાં રેડાયાજ જાય છે. તે નિર્ભય થઇ આનંદ સ્વરૂપનો અનુભવ લેતો જાય છે. આ તેનો બ્રાહ્મીભાવ છે. સર્વવાસુદેવમયજ નિહાળે છે. હરિનો આવેશ તેનામાં થાય છે. શ્વેતાશ્વતરોપનિષદ્ કહે છે કે "તે (જીવ) અનન્તભાવને પામે છે." શ્રી વલ્લભ પણ કહે છે કે "જ્યારે આનંદ (જીવમાં) અભિવ્યક્ત (પ્રકટ) થાય છે ત્યારે ત્યાં

(જીવમાં) કોટિ બ્રહ્માંડ થાય છે" ( ત. નિ. ૧. ૫૪ ). આવી સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી માણસ જીવન્મુક્તિની દશા ભોગવી, પ્રભુની લીલામાં જીવન પછી તરતજ (સદ્ય) પ્રવેશ કરે છે. પ્રભુની સંપૂર્ણ કૃપા હોય તોજ આ પ્રકારનો મોક્ષ જીવને પ્રાપ્ત થાય છે. કેટલીકવાર જીવ બાકીનું જીવન પણ અહીં પુરૂં કરતો નથી, પણ એકદમ હંમેશની પ્રભુલીલામાં તેનીજ સંપૂર્ણ કૃપાથી પ્રવેશ કરે છે; આને સદ્યોમુક્તિ કહે છે. પુષ્ટિભક્તોજ આ સ્થિતિનો લાભ લે છે. આજ પ્રમેયમાર્ગ અને આજ પ્રમેય સ્થિતિ તેનો વિચાર મોક્ષ વિચારમાં થશે.

## પ્રમેયસ્વરૂપ વિચાર.

ઉપરનો પ્રમેયમાર્ગ તો કોઈ કોઈ વિરલ ભક્તોનોજ હોય છે. પ્રમેયના સ્વરૂપને જાણવા માટે પ્રમાણની આવશ્યક્તા છે. પ્રમાણજ પ્રમેયને બતાવે છે. આવા વિરલ જ્ઞાની ભક્તોજ જગતને માર્ગદર્શક થઈ પડે છે; અને તેમનાજ અનુભવો પ્રમાણિક ગણાય. તે પ્રમેય કોણ અને કેવો છે તેનો વિચાર ઉપનિષદ્ દ્રષ્ટાઓએ કરેલો છે. અંતિમ સત્યને માટે તેમણે સત્, આત્મા, પુરૂષ વિગેરે અનેક શબ્દો વાપર્યા છે, અને તેનું વર્ણન વિરૂદ્ધ ભાસતા, ગુણવાચક શબ્દોથી કરેલું છે. બુદ્ધિની દૃષ્ટિથી તેનું વર્ણન 'નેતિ નેતિ' થી કરાયલું છે, કારણ કે આપણા સામાન્ય અનુભવમાં આવતાં વર્ણનોથી તે વિલક્ષણ હોય એમ જણાય છે. " તે

જાય છે, તે જતું–નથી, તે–દૂર–છે તે –સમીપ–છે. " ( ઇ. ઉ. ૫ ), " બેઠેલો દૂર જાય છે, સૂતેલો સર્વબાજુએ જાય છે " ( ક. ઉ. ૧. ૨. ૨૧ ) વિગેરે શ્રુતિવાક્યો બ્રહ્મનું વિરૂદ્ધધર્માશ્રયત્વ બતાવે છે. " બધી ઇંદ્રિયોના ગુણોના આભાસવાળું અને બધી ઇંદ્રિયો વિનાનું " એ વાક્ય " તે બધી તરફથી હાથપગવાળું, બધી તરફથી નેત્ર, મસ્તક અને મુખવાળું, બધી તરફથી કર્ણેંદ્રિયવાળું અને બધાને ઢાંકીને રહે છે " વાક્ય પછીથી ( શ્વે. ઉ. ૩. ૧૬. ૧૭ ) આવે છે અને એજ અર્થનું સૂચન કરે છે. આવાંજ વર્ણનો ઉપનિષદોમાં સ્થળે સ્થળે જોવામાં આવે છે. " તમે અક્ષર છો, સદસત્ અને તેથી પણ જે પર હોય તે પણ તમે છો " ( ભ. ગી. ૧૧. ૩૭ ) એજ બાબતનું સમર્થન કરે છે. ઉપનિષદો અને સ્મૃતિનો અંતિમ સત્ય માટેનો આવો અભિપ્રાય જાણીનેજ નિરાકાર અને આકાર સૂચક શ્રુતિ વાક્યોનો સમન્વય બાદરાયણ વ્યાસ " સર્વધર્મોની ઉપપત્તિથી" (૨. ૧. ૧૭) સૂત્રથી કરે છે. આથી બ્રહ્મ સગુણ અને નિર્ગુણ, સાકાર અને નિરાકાર, એક અને અનેક, નાનામાં નાનું અને મોટામાં મોટું, બહાર અને અંદર, નજીક અને દૂર વગેરે વિરૂદ્ધ ભાસતા ગુણોથી મુક્ત છે. તે લૌકિક આકાર વિનાનું હોવાથી તેનું નકારાત્મક વર્ણન કરેલું અને અલૌકિક દિવ્ય આકારથી યુક્ત હોવાને લીધે તેનું સાકાર વર્ણન કરેલું જોવામાં આવે છે એવો વ્યાસમતાનુયાયી અને શ્રુતિના અનુવાદક

વલ્લભનો મત છે. આ પ્રમાણે વલ્લભ અલૌકિક સાકાર બ્રહ્મનુ પ્રતિપાદન કરે છે. શ્રુતિ પ્રાકૃત સાકારનો નિષેધ કરે છે એવો મત વ્યાસનો છે. બ્ર૦ સૂ. ૩. ૨. ૨૨ ) શંકરાચાર્યજી શ્રુતિઓનો સમન્વય અમુક મુખ્ય અને અમુક ગૌણ છે એમ ધારી કરે છે. નિરાકાર શ્રુતિઓને તે પ્રાધાન્ય આપે છે અને સાકાર શ્રુતિઓને ગૌણ ગણે છે. પ્રથમ વર્ણન તેમની દૃષ્ટિથી પરબ્રહ્મ કે શુદ્ધબ્રહ્મનું છે જ્યારે બીજું અપરબ્રહ્મ કે માયાશબલ બ્રહ્મનું છે, પ્રથમ બુદ્ધિથી અતીત હોવાને લીધે તેનું વર્ણન કરવું અશક્ય છે તેથી તેના વર્ણન માટે બાહ્વની માફક ચૂપ રહેલું તે વધારે સારૂં છે. તે સ્વરૂપ હૃદયગમ્ય છે એટલુંજ નહિ પણ પરમાર્થતાથી તેજ સત્ય છે. બીજું બુદ્ધિગમ્ય છે અને તેથી તેનું વર્ણન્ કરવામાં આવ્યુ છે. શંકર જેને નિરાકાર કહે છે તેનેજ વલ્લભ અલૌકિક સાકાર ગણે છે. શંકરાચાર્યજી ચિદ્‌બ્રહ્મનો સ્વીકાર કરતા હોવાથી; તથા તેનું જ્ઞાનસ્વરૂપ ગણુતા હોવાથી તેમનું પરબ્રહ્મનું સ્વરૂપ માધ્યમિક બૌદ્ધોના "શૂન્ય"ને વિશેષ મળતું આવે છે; આનંદબ્રહ્મને અંતિમ સત્ય તરીકે જો તેઓ સ્વીકાર કરે તો વલ્લભ અને તેમની દૃષ્ટિમાં શબ્દ ભેદ સિવાય કશો ભેદ રહે નહિ. અશ્વઘોષના "આલયવિજ્ઞાન"ને તેમનું વર્ણન ઘણુંજ મળતું આવે છે. રામાનુજ સાકાર શ્રુતિઓને પ્રાધાન્ય આપે છે અને નિરાકારને ગૌણ ગણે છે. ભગવદ્‌ગીતામાં

જેવું પુરૂષોત્તમનું વર્ણન છે, અને ભાગવતમાં કૃષ્ણ કે ભગવાનનું સ્વરૂપ છે તેવુંજ અને બધાંનો સમન્વય કરનારૂં વર્ણન વલ્લભનું છે. તેઓ કહે છે કે "તે નિર્દોષ (દોષ વિનાનો) પૂર્ણગુણ વિગ્રહ (પરસ્પર વિરૂદ્ધ ભાસતા પૂર્ણ ગુણવાળો), આત્મતંત્ર, જડશરીરના ગુણોથી રહિત, આનંદ સ્વરૂપ (તેનાં સર્વઅંગ આનંદજ છે), સર્વત્ર, અને સજાતીય વિજાતીય તથા સ્વગત ભેદથી રહિત આત્મા છે" (ત. નિ. ૧. ૪૪) તે અલૌકિક, પ્રમેય અને યુક્તિથી નહિ પ્રાપ્ત થનારૂં છે. તે સચ્ચિદાનંદ. વ્યાપક, અવ્યય, સર્વ શક્તિમાન્, સ્વતંત્ર, સર્વજ્ઞ, ગુણવિનાનું, સત્યાદિ સહસ્રગુણોથી યુક્ત, સર્વાધાર, બધા પ્રપંચના પદાર્થોથી વિલક્ષણ. કોઇક વખત પોતામાં રમણ કરનારૂં અને કોઇક વખત પ્રપંચમાં રમણ કરનારૂં સ્વરૂપ છે. અનંતમૂર્તિવાળું, કૂટસ્થ અને ચલ; વિરૂદ્ધ સર્વધર્મોના આશ્રયરૂપ તે છે. (ત. નિ. ૧. ૬૨; ૧. ૬૫–૬૮. ૭૧). શ્રુતિ પણ કહે છે કે "ખરેખર તે (આનદરૂપ) રસજ છે." (તૈ. ઉ. ૨. ૭) આ તેની કારણ કાર્યાતીતાવસ્થા. તેજ જગત્ રૂપે આવિર્ભાવ પામે છે. તેણે પોતે પોતાની જાતને બનાવી. (તૈ. ઉ. ૨. ૬) કારણ અને કાર્ય તે છે. આ તેની કારણ કાર્યાવસ્થા. તંતુનાભનું દૃષ્ટાન્ત જણાવે છે કે જગતનું નિમિત્તોપાદાન કારણ પણ તેજ બ્રહ્મ છે. "જો તે જગતનું સમવાયિકારણ હોય તો તેજ નિમિત્તકારણ પણ છે." (ત. નિ. ૧. ૬૮)

જગત્‌નો આવિર્ભાવ ( ઉત્પત્તિ ), સ્થિતિ, અને તિરોભાવ ( લય અથવા નાશ–આ કૌંશમાં મૂકેલા શબ્દોનો પ્રચાર સામાન્ય વ્યવહારમ ાંથાય છે ) પણ તેમાંજ થાય છે, આમ હોવાથીજ ઉદ્દાલકની એકના જ્ઞાનથી સર્વજ્ઞાનની પ્રતિજ્ઞા પૂર્ણ થાય છે. ઉપાદાન કારણ એકજ છે, તેજ તેમનાં આપેલાં દૃષ્ટાન્તો સિદ્ધ કરે છે. બ્રહ્મ. સત્ ( ઉદ્દાલકના અર્થમાં ) કે આત્મ પરિણામજ ઉપનિષદોમાં વિવક્ષિત છે. બ્રહ્મસૂત્રો પણ પરિણામ શબ્દ જ "આત્મકૃતિના પરિણામથી" ( ૧. ૪. ૨૬ ) સૂત્રમાં વાપરે છે. જે બ્રહ્મ પરિણમતું બતાવ્યું છે તે સંપૂર્ણ કલામાં પરિણમતું નથી. વિશ્વના આવિર્ભાવમાં તેની સંપૂર્ણ શક્તિ અને સ્વરૂપનો વ્યય થતો નથી. વૈદિક સિદ્ધાન્ત સર્વેશ્વરવાદ નથી ( સર્વ ઇશ્વર છે ) તેમજ ઇશ્વર સર્વવાદ ( ઇશ્વર સર્વ છે ) છે એવો પણ નથી, પણ જેની અંદર આ બંને વાદો આવી જાય એવો વાદ છે, કારણ કે ઉપલા શબ્દોને વાપરીએ તો વિચારદૃષ્ટિથી મહાન્ હાનિ થાય તેને માટે યોગ્ય શબ્દ યોજીએ તો તેને સર્વાન્તર–સર્વાતીત–ઇશ્વરવાદ કહી શકીએ. ઋગ્વેદમાં ( ૧૦. ૯૦. ૩ ) કહેવાયું કે બધાં પ્રાણીઓ કે ભૂતો પુરૂષનો ચોથો પાદ છે જ્યારે બાકીના ત્રણ દિવ્ય પ્રદેશોમાં અમર રહે છે. છાંદોગ્યોપનિષદ્ ( ૩. ૧૨. ૬ ) પણ કહેછે કે "બધા ભૂતો આના પાદ્ છે અને ત્રણ પાદ સ્વર્ગમાં ( દિવિ ) અમૃત છે. શ્રીકૃષ્ણ કહે છે કે" "આ આખું

જગત્ હું એકજ અંશથી વ્યાપી ધારણ કરી રહ્યો છું." (ભ. ગી. ૧૦. ૪૨) આથી પણ સિદ્ધ થાય છે કે વિશ્વ ઇશ્વરમાં છે. એકજ પાદ કે અંશ–વિશ્વ પણ વિશ્વ એટલે આખું બ્રહ્મ નહિ. બ્રહ્મમાં વિશ્વ છે, પણ બ્રહ્મ વિશ્વજ નથી વિશ્વમાં બ્રહ્મ છે કારણકે બ્રહ્મની એકજ કળા વિશ્વ છે. બ્રહ્મના જેટલી વિશ્વની વ્યાપકતા કે મહત્તા નથી. વિશ્વ આરીતે મર્યાદિત બને છે. આનેજ આપણે સર્વાન્તરસર્વાતીત બ્રહ્મવાદ પણ કહી શકીએ. શંકરાચાર્યજી બ્રહ્માંશ પરિણામવાદને કબુલ કરી શકતા નથી કારણ કે તે પ્રેરિતવાદ કરતાં બુદ્ધિવાદને વિશેષ મહત્ત્વ આપતાં હોય એમ જણાય છે. શંકરાચાર્યના દાદાગુરૂ ગૌડપાદાચાર્યને પણ ઉપનિષદોમાં જોયો તેવો બ્રહ્મ પરિણામવાદ છે એવી પૂરેપૂરી ખબર છે (ગૌ. કા. ૩. ૧૫); પણ તેમના ઉપર બૌદ્ધશૂન્યવાદની અસર હોવાને લીધે અથવા બુદ્ધિવાદને મહત્ત્વ આપતા હોવાને લીધે કહે છે કે તેનું પ્રયોજન બીજું છે. તે ભક્તિ કે ઉપાસના માટે છે, પણ અદ્વૈતદૃષ્ટિથી સત્ય નથી (ગૌ. કા. ૩. ૧૬) તેમનો સિદ્ધાંત તો એવો છે કે શ્રુતિ સત્ય ઉત્કાન્તિવાદ (પરિણામવાદ અને સત્ય ઉત્કાન્તિવાદ (વિવર્તવાદ)માં સરખી છે. (આ વાત સત્ય નથી પણ બૌદ્ધમતની છાયાને લીધે છે.) તો તેમાં નિશ્ચય થયેલો (બૌદ્ધોથી મુખ્ય અને ગૌણની બાબતમાં) અને યુક્તિવાળો હોય તે સાચો. પ્રામાણિક વૈદિક તો સર્વશ્રુતિને એક

સરખી અગત્યની ગણે છે. વિશેષમાં માયાવાદ બ્રહ્મસૃષ્ટિ જગત્‌ને સમજાવવાને બદલે ભ્રમાત્મક કહે છે. આ કથન વસ્તુસ્થિતિને બરાબર સમજાવતું નથી. બુદ્ધિવાદથી શંકરની સમજાવવાની શક્તિ અમને માન્ય છે, પણ પ્રેરિતવાદ આગળ તેનાં કિરણો ઝાંખાં પડી જાય છે. શંકરાચાર્યજી પોતે પ્રેરિતવાદને માને છે પણ સિદ્ધાંત સમજાવવામાં અનિર્વચનીયા માયાનો આશ્રય લઇ જગત્‌ને અનિર્વચનીય ભ્રમજ ગણે છે. જીવને ઇશ્વર પણ ભ્રમજ છે. બુદ્ધિ જગત્‌નો યોગ્ય ખુલાસો આપતી નથી. વલ્લભ જગતરૂપી પ્રપંચને બ્રહ્મનું કાર્ય ગણે છે. અને તે રૂપે ભગવાન પોતાની સર્વસમર્થ-શક્તિથી થયો અને તેની શક્તિ અવિદ્યાથી જીવનો સંસાર કહેવાય છે. જીવન્મુક્તિમાં સંસારનો નાશ થાય છે પણ પ્રપંચનો નાશ થતો નથી; પણ શ્રીકૃષ્ણની આત્મરતિમાં તેનો લય સર્વને સુખ આપનારો થાય છે ( ત. નિ. ૧. ૨૩. ૨૪ ). શ્રી શંકરના મત પ્રમાણે તો બ્રહ્મજ્ઞાનની સાથેજ દેહાદિ પ્રપંચનો નાશ થવો જોઇએ અને જો તેમ થાય તો શાસ્ત્રોક્ત જીવન્મુક્તિ અસંભવિત બને છે. જો જગતરૂપી પ્રપંચને મિથ્યા ગણવામાં આવે તો બ્રહ્મજ્ઞાન થતાંની સાથે સદ્યોમુક્તિ થવી જોઇએ અને તેમ થતાંની સાથે જીવનમુક્તિ જેવી દશા રહેજ નહિ; તેથી પણ જગત્‌ને સત્ય ગણવાની ફરજ પડે છે. ગીતાજી જગત્‌ને જે માણસ અસત્ય ગણે છે તેને આસુરી પ્રકૃતિ ગણે છે. ( ૧૬. ૮ ).

આથી એમ સિદ્ધ થાય છે કે જગતરૂપી પ્રપંચ સત્ય છે, કારણ કે ભગવાનનું કાર્ય છે, જ્યારે સંસાર મિથ્યા કે ભ્રમરૂપ છે, કારણ કે જીવ કલ્પિત છે. બ્રહ્મ અને બ્રહ્મનાં કાર્ય સત્ય છે. જીવ અને જગત્ બ્રહ્મની ઇચ્છાનાં કાર્ય હોવાથી સત્ય છે. બ્રહ્મ પ્રપંચમાં રમણ કરે છે ત્યાં સુધી તેઓ નિત્ય અને અનાદિ છે. કાલની ગણત્રીથી તેમની શરૂઆત ક્યારથી થઈ તે કોઇપણ રીતે કહી શકાય નહિ, તેથી પણ તેઓ અનાદિ બ્રહ્મની ઇચ્છાની જ્યારથી શરૂઆત થઇ ત્યારથી તેમની પણ આવિર્ભાવ તરીકે શરૂઆત ગણવી. આમ તેમની બુદ્ધિગમ્ય આદિ છે, પણ કાલમિત આદિ નથી. તિરોહિતદશામાં તેઓ બ્રહ્મ કે જે મૂળ કારણ છે તેના જેટલાંજ અનાદિ–કોઇપણ રીતની શરૂઆત વિનાનાં શંકરાચાર્યજી જે બ્રહ્મનું વર્ણન ઇંદ્રિયાતીત, નિરાકાર તરીકે કરે છે, તે બૌદ્ધોના 'શૂન્ય'ને મળતું આવે છે. તે નિર્ગુણ છે, નિરાકાર છે, અને આકાશના જેવું વ્યાપક છે. તે અકર્ત્તા છે. જો અંતિમ સત્ય તરીકે આવા "પરમબ્રહ્મ"નો સ્વીકાર કરાય તો જેને આપણે આકારવાળા, અને ગુણવાળા પદાર્થો કહીએ છીએ તેની સમજુત શી રીતે અપાય. જગત્ અને જીવરૂપી દ્વૈતને સમજાવવા "માયા" કે ભ્રમનો તેઓ આશ્રય લે છે, પણ આતો મૂળતત્ત્વ સમજાવવાને બદલે તેને ઘણું ગહન કરી દીધું. અનિર્વચનીય બ્રહ્મની સમજુતી અનિર્વચનીય "માયા"થી કરાય તો શું સમજાય ? બુદ્ધિગ્રાહ્ય

કરવા માટે તો જ્ઞાત વસ્તુઓનોજ આશ્રય લેવો પડે અને તેથીજ વલ્લભ કહે છે કે " લોકસિદ્ધ બાબતોને કે વ્યવહારને આગળ કરીને વૈદિકનો બોધ થાય છે " ( પત્રાવલંબન. ૧. ) અને તેથી 'લોકોચ્છિત્તિ' કરવી નહિ. આથી જ અજ્ઞાત બ્રહ્મ જેને જાણવા પ્રયત્ન કરાય છે તે સમજી શકાય. કોઇપણ પ્રકારે જો તે બ્રહ્મ સમજી શકાય નહિ તો મનુષ્યો હંમેશાં શંકાશીલ (સ્કેપ્ટીક) રહે તો ભક્તિનો ઉચ્છેદ થાય એમાં નવાઇ શી ? બુદ્ધિ જ્યારે આ અતિગહન વિષય ન સમજી શકે ત્યારે તે પોતાની હાર કબુલે, અને કદાચ મનનું વલણ ' અતિગહન વિષય ' તરફ વળે અને તેની સ્તુતિ ગાય અને ભક્તિમાં તલ્લિન પણ થવા જાય, પણ તેના સ્વરૂપનું ફક્ત નકારાત્મક કે નિષેધાત્મક જ્ઞાન હોવાથી પ્રેમપૂર્ણભાવવાળી ભકિત ન થાય. શંકરાચાર્યજી કહે છે કે હે પ્રભુ ! હું તારો છું પણ તું મારો નથી જેમકે તરંગ સમુદ્રનો છે, પણ સમુદ્ર તરંગનો નથી ભક્તિમાં જે પરસ્પર ભાવ હોવો જોઇએ તે આમાં જોવામાં આવતો નથી; પણ ફકત શુષ્ક જ્ઞાનદૃષ્ટિ જણાય છે. બાળક ' મા મા ' કહી બૂમ પાડે પણ જો તેની દાદ મા સાંભળે નહિ તો બાળક રોઇ મરવાનુંજ. શુષ્ક જ્ઞાનથી હૃદયને શાંતિ મળે નહિ, પણ નિરાશામાં પ્રવેશ થાય; પણ મનુષ્યમાં આશાનાં કિરણો એટલાં બધાં ફેલાયલાં છે કે તે "માયાવાદ" નો વિરાગની દૃષ્ટિ સિવાય સ્વીકારિ શકે નહિ.

ભ્રમને ભ્રમ જાણી ભ્રમમાં પડી રહે નહિ. ભ્રમવાળું પણ જીવન ભ્રમને (અજાણુથી) સત્ય ગણુનારો ગુજારી શકે છે. "હું (સમાનાર્થમાં) બ્રહ્મ છુ", એજ મોટો ભ્રમ છે; કારણુ કે એવી વાણી અહંકારયુક્ત છે. અહંકારયુક્ત જીવની તે વાણી છે. 'હું' અને 'બ્રહ્મ'નો પૂર્ણ તાદાત્મ્ય સંબંધ નથી. 'હું' કારની નીચે જે તત્ત્વ છે તે બ્રહ્મની સાથે તાદાત્મ્ય સંબંધ ધરાવે છે. બીજો માણુસ કહે છે કે " તે તું છે" (તદ્ ત્વમસિ). મનુષ્યે ગર્વિતદશા અને દીન દશાનો સમતાયોગ સાધવાનો છે. અનંત, અમાપ શક્તિ શક્તિવાળાની ભક્તિ કરનારની પાછળ એવીજ અગાધ શક્તિ છે કે જેમાંથી ભક્તિ રૂપી ફુવારો ઉડે છે. ભક્તોની દૃઢ માન્યતા અને વિશ્વાસ છે કે પ્રભુ તેમનો છે અને તેઓ પ્રભુના છે. તેઓ પ્રભુને પોતામાં અને સર્વમાં જુવે છે. તેમનામાં પ્રભુ છે, અને પ્રભુમાં તેઓ છે, પણુ આ ભાવ અને સ્થિતિ દરેક જીવ અનુભવતો નથી તેનું શું કારણુ? બીજી રીતે પૂછીએ તો એવો પ્રશ્ન ઉદ્ભવે કે જીવત્વ એટલે ભિન્નતા અને દુઃખ કયાંથી?

## જીવ વિચાર.

બ્રહ્મની રમણુ કરવાની ઇચ્છાથી બ્રહ્મ બહુરૂપે થયો, અને જગત્ પ્રપંચને વિસ્તાર્યો. જેમ અગ્નિમાંથી ચિણુગારીઓ ઉડે છે તેમ અક્ષરબ્રહ્મમાંથી જીવો છુટા પડયા. આમ હોવાથી વિસ્ફુલિંગ ન્યાયથી જીવ અણુ છે. તેના

અણુત્વનું વર્ણન ઉપનિષદોમાં અનેક રીતે કરવામાં આવ્યું છે. તેમાં પણ શ્વેતાશ્વતરોપનિષદ્‌માં (અ. ૫. શ્લો. ૯) આપેલું વર્ણન ઉત્તમ છે. " બાલના અગ્રભાગના સોમા ભાગના સો ભાગ કર્યા પછી કલ્પેલા ભાગને જીવ જાણવો જોઇએ " જીવનું કેટલું બધું સૂક્ષ્મ સ્વરૂપ બતાવ્યું છે તે આપણે જોઇ શકયા. કેવી ઉંડી કલ્પના ! છતાં પણ આ કલ્પના દ્રવ્યના અણુના રૂપમાં કરાય છે. તે જ્ઞાનસ્વરૂપ અને જ્ઞાનધર્મા છે. ( જ્ઞોત એવ ( બ્ર૦ સૂ. ૨. ૩. ૩૮ ) આમ હોવાથી જીવનું મુખ્યત્ત્વે કરીને ભૌતિક રૂપ નથી, છતાં પણ તેનું વર્ણન ભૌતિક પદાર્થની માફકજ થયું છે. તેનું કારણ એટલુંજ કે આપણે ભૌતિક પદાર્થના સહવાસમાં પ્રથમ આવીએ છીએ, અને તેથી આપણી ભાષા પણ તે પદાર્થોને ઓળખાવવા માટે યોજાયલી છે; અને તેજ મારફતે આપણે આંતરિક આધ્યાત્મિક પદાર્થોનું વર્ણન કરીએ છીએ; અને તેમને સ્થૂલ ભૌતિક પદાર્થો જેવા ગણીએ છીએ તે મનુષ્યની મહાન્ ભુલ છે જો આપણી ઇંદ્રિયો પ્રથમથીજ આંતરિક આધ્યાત્મિક સૃષ્ટિ તરફ વળી હોત, તો આપણે ભૌતિક સૃષ્ટિને આંતરિક સૃષ્ટિ માટે નિર્મિત થયેલી ભાષા મારફતે વર્ણવત, પણ તેમ થયું નથી તેથી આધ્યાત્મિક બાબતોમાં સંભાળપૂર્વક અને સમજીને ભાષાના શબ્દોનો ઉપયોગ અને સમજુતી કરવી જોઇએ. કઠોપનિષદ્‌માં આ વાત અજાણી નથી. તે કહે છે કે "સ્વ-

યંભૂએ ઇંદ્રિયોના ગોલકો (ખાનિ) બહાર મૂકયા છે, તેથી (જીવ) બહાર જુવે છે, અને અંતરાત્માને જોતો નથી (પંચમી વલ્લી. અને ૧ લો શ્લોક). શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ સ્વમુખે કહે છે કે "મારોજ અંશ જીવલોકમાં સનાતન જીવ થયો છે" (૧૫. ૭). બ્રહ્મસૂત્રકાર પણ "અંશો નાના વ્યપદેશાત્" (૨. ૩. ૪૩) સૂત્રથી જીવનું બ્રહ્માંશત્વ અને તેથી અણુત્વ સ્વીકારે છે, અને તેના પ્રમાણમાં કહે છે કે તેની ઉત્ક્રાન્તિ (બહાર નીકળવું તે), ગતિ અને આગતિ કહેવાયલી છે અને કોઇ કદાચ અહીં સંશય કરે કે તે તો ઇંદ્રિયોના સંબંધથી તેમ કહેવાયું છે તો તેનો નિકાલ પણ કરે છે કે પાછલાં (ગતિ અને આગતિ) પોતાની મેળેથી થાય છે (૨. ૩. ૧૯–૨૦) આ ઉપરાંત બાદરાયણ વ્યાસ જીવનું અણુત્વ નથી એવો કોઇ શ્રુતિથી (બૃ૦ ઉ. ૪. ૪. ૨૨) કોઇ સંશય ઉઠાવે એમ સમજી નીકાલ કરે છે કે તે તો બ્રહ્મ પ્રકરણ હોવાને લીધે બ્રહ્મનું (ઇતરના આધિકારથી ૨. ૩. ૨૧) વર્ણન છે એમ કહે છે આનોજ અનુવાદ વલ્લભ કરે છે. પ્રત્યેક માણસ પોતાની શક્તિઓની મર્યાદા હદ જાણે છે, અને તે ઉપરાંત અનંત, અનહદ અથવા અમર્યાદિત કોઇક તત્ત્વ જેને ઉપનિષદો બ્રહ્મ કહે છે તેનું તેને કંઇક આછું ભાન હોય છે. આ બાબત પ્રત્યેક વિચારશીલ મનુષ્ય સમજી શકે, અને તેથી જીવનું અંશત્વ પણ

સમજી શકે. લોકમાં પણ પુત્ર પિતાનો અંશ કહેવાય છે. તેવીજ રીતનો જીવ પ્રભુનો અંશ છે. અંશ એટલે ભાગ કે કલા અને તેથી મર્યાદા. આ મર્યાદા તેજ બંધ અને દુઃખ. તેમનું કારણ વલ્લભ જણાવે છે કે ભગવાનની ઇચ્છાથી જીવમાંથી ભગવાનના ષડ્ ધર્મો તિરોહિત થયા છે. ઐશ્વર્ય વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ્યના તિરોધાનથી જીવ પરતંત્ર, સર્વ દુઃખ સહન કરનારો, સર્વહીન, જન્માદિ સર્વ આપદ્ વિષયોનો ભોગ, અહંકારી અને વિષયાસક્ત બન્યો. ( અણુભાષ્ય ૩. ૨૦૫ ) આનંદનો અંશ તો તેમાંથી પહેલેથી તિરોહિત થયો હતો, પણ નાબુદ થયો ન હતો. તેથીજ જીવ ગુપ્તાનંદ કહેવાય છે. ( શ્રુતિગીતા ૭ ). આમ હોવાથી તેને અનંત, અમર્યાદિત, અખંડાનંદ તત્ત્વનું ઓછું ભાન હોય છે તે બતાવે છે કે પ્રત્યેક જીવ અનંતભાવને પામી શકે. જીવમાંથી જીવત્વ નીકળી જઇ, તેમાં બ્રહ્મત્વ આવે. શ્વેતાશ્વતર શ્રુતિ કહે છે કે " તે અનન્તભાવને પામે છે " ( અ. ૫. શ્લો. ૯. ) આ સાધ્યાવસ્થાનું વર્ણન થઇ ગયું છે. જીવ આનંદાંશ છે જેવી રીતે ચિણગારી અગ્નિનો અંશ છે. ચિણગારીમાં અગ્નિના સર્વગુણ છે, તેવી રીતે જીવમાં બ્રહ્મના સર્વગુણ છે, પણ અગ્નિના જેટલી શક્તિ ચિણગારીમાં નથી, પણ તેની શકયતા છે; તેવીજ રીતે જીવમાં બ્રહ્મના જેટલી શક્તિ નથી, પણ તેમ થાય એવી શક્યતા છે. જીવ બ્રહ્મની માફકજ તેનો અંશ હોવાથી આનંદ

સ્વરૂપજ હતો. કાલાંતરે બ્રહ્મથી પૃથક્પણાને લીધે, અને તેથી પ્રાપ્ત થયેલી મર્યાદિત અવસ્થાને લીધે તે પોતાનું મૂળ સ્વરૂપ ભૂલી ગયો અને તેથી દુઃખી થયો. ઇશ્વરવિજ્ઞાનની દૃષ્ટિથી રસેશ્વર પ્રભુની રમણેચ્છાનું આ ફલ છે એમ ગણાય છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી જીવનું અધોગામી થવું એટલે કે સ્વસ્વરૂપ ભૂલી જઇ અંતઃકરણાદિ કોષોને પોતા સ્વરૂપ માની બેસવું તેનું નામજ દુઃખ. આમ કેમ થયું તે તો સંપૂર્ણ રીતે સમજાવી શકાય નહિ છતાં પણ દૃષ્ટાંતથી સમજાવવા પ્રયત્ન કરીએ છીએ. જેવી રીતે કોઇ હોડીમાં બેઠેલો માણસ હોડીમાં બેઠાંબેઠાં હોડી સાથે ખસે છે અને તટપરના જુદા જુદા પદાર્થો પોતાની સ્થિતિથી અને એક બીજાની સ્થિતિથી જુવે છે અને તેમને ગતિમાં માને છે. જો કે વસ્તુતાએ તે જે હોડીમાં બેઠો તે ખસે છે. આવો ભ્રમ તેને કાલાંતરે થાય છે. સારા ધર્મોનીજ એવી માન્યતા છે કે જીવ પ્રભુ સમીપથી સમયના વહેવાની સાથે દૂર અને દૂર જાય છે. સત્યયુગાદિ સમયની ભાવના પણ તેજ આશય બતાવે છે. આમ ભ્રમ થવાથી તે સંપૂર્ણ આનંદાવસ્થામાંથી નીકળી તે ઉત્તરોત્તર અંતઃકરણ, પ્રાણ, ઇંદ્રિય અને દેહના અધ્યાસમાં પડે છે. સ્વરૂપાજ્ઞાન, અને ચતુરધ્યાસ એ પાંચ પ્રકારની અવિદ્યા અને તેજ દુઃખનું કારણ છે, અને તેથીજ જીવનું સંસાર ચક્રમાં ભ્રમણ થાય છે ( ત. નિ. ૧. ૩૨. ૩૩ ). છતાં પણ તેમાં તેને કેટલોક

દુ:ખમિશ્રિત આનંદ થાય છે. સૌથી કનિષ્ઠ આનંદ અન્નમય કોષનો છે. તૈત્તિરેય શ્રુતિ અન્નમય, પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય કે જે ચાર બ્રહ્મના કોષ છે, તેમનું વર્ણન પણ બ્રહ્મ તરીકે કરે છે અને તે પ્રત્યેક દશામાં ઉત્તરોત્તર વિશેષ આનંદ રહેલો છે. કારણ કે તેજ શ્રુતિ કહે છે કે " કોણ નક્કી બીજાથી ( તે રસમય બ્રહ્મના સિવાયના ) આનંદી બનત, કોણ જીવત. " ( તૈ. ઉ. ૨. ૭. જુવો ' કોહ્યેવાન્યાત્કઃ પ્રાણ્યાત્ ' ). આ પ્રમાણે શ્રુતિ જીવનનો સંબંધ આનંદ સાથે યોજે છે; તેથી સાંખ્ય, બૌદ્ધ તથા તેમનું અનુકરણ કરનારાં તત્ત્વજ્ઞાનો કે જેમનો સિદ્ધાંત " સર્વ દુ:ખમયજ છે " તેનો પરિહાર થાય છે. જો તેમજ હોત તો જીવન અસંભવિત બનત એમ તે ઉપનિષદ્નું મંતવ્ય છે. આનંદની કોટીનો તો સ્વીકાર કરાયો છે તેથી ઉચ્ચાવસ્થાના સુખ આગળ નીચી અવસ્થાનું સુખ દુ:ખ ગણીએ તો ખોટું નથી. લગભગ બધાજ જીવો અન્નમય કોષના સુખમાં તલ્લીન હોવાથી સ્વરૂપાનંદ અને ભગવલ્લીલાનો આનંદ લઇ શકતા નથી. શ્રી વલ્લભ આજ વાતનું સમર્થન પોતાના ગદ્યમંત્ર દ્વારા કરતા હોય એમ જણાય છે. તેમાં જીવ ( પ્રભુની ઇચ્છા દ્વારા ) " હજારો વર્ષથી મપાતા કાલથી ઉત્પન્ન થયેલા કૃષ્ણના વિયોગથી ઉત્પન્ન થયેલા તાપના ક્લેશને લીધે તિરોહિતાનંદ " જણાવ્યો છે. આનંદનો તિરોભાવ બધી રીતે દુ:ખ કહે-

વાય છે ( ત. નિ. ૨. ૨૮૬ )

જીવ અણુ હોવાથી સ્વાભાવિક રીતેજ વ્યાપક નથી, પણ શ્રુતિઓમાં કેટલીક વખત તેને વ્યાપક હોય એમ વર્ણવ્યો છે. ત્યાં તે વર્ણન બ્રહ્મીભૂત જીવનું છે. હવે પ્રશ્ન એવો ઉદ્ભવે કે જ્યારે જીવ અણુ છે અને હૃદય દેશમાં રહે છે, ત્યારે એક નવો બાધ જ્ઞાનની દૃષ્ટિથી ખડો થાય છે આપણને જે સ્પર્શથી જ્ઞાન થાય છે તે એક પ્રદેશવર્તી અણુ પરિમાણ જીવને સંભવે નહિ અને તેથી જીવનું પરિણામ જૈનોની માફકજ દેહ જેવડુંજ કલ્પવું જોઇએ. ત્યાં વલ્લભ બ્રહ્મસૂત્રોને અનુસરીને ખુલાસો કરે છે કે જીવ પોતાના ચૈતન્યગુણથી સર્વશરીર વ્યાપિ છે અને તેના દૃષ્ટાન્તમાં ચંદનને આગળ કરે છે. જેવી રીતે ચંદન એક દેશમાં રહેલું હોય છે છતાં પણ આખા શરીરને સુખપ્રદ બને છે અથવા તો જેમ એક ચંદન વૃક્ષ એક સ્થલમાં હોવા છતાં તેની ગંધ ઘણે દૂર જાય છે તેમ જીવ હૃદેશમાં હોવા છતાં પોતાની ચેતનશક્તિથી આખા શરીરમાં વ્યાપ્ત છે. આ બાબતને સિદ્ધ કરવા એક વિશેષ ઉદાહરણ મણિ અને તેની પ્રભાનું પણ અપાયું છે. ( અણુભાષ્ય. ૨. ૩. ૨૩–૨૭ ) આ ઉપરાંત જીવ નિત્ય છે, કારણ કે તેની ઉત્પત્તિનું વર્ણન શ્રુતિઓમાં નથી એટલુંજ નહિ પણ શ્રુતિ તેની નિત્યતા વર્ણવે છે. " આ આત્મા ( જીવ ) અજર અમર છે ( બૃ૦ ઉ. ૪. ૪. ૨૫ ); જન્મતો અને મરતો નથી ( ક. ઉ. ૧. ૨. ૧૮ )." ( અણુભાષ્ય. ૨. ૩. ૧૭ )

## ૬ જીવ સ્વતંત્ર કે પરતંત્ર, વિચાર.

આપણે જોઇ ગયા કે તિરોહિત આનંદત્ત્વને લીધે જીવ દુઃખી છે. તો હવે પ્રશ્ન થાય કે જીવ તેમાંથી મુક્ત થઇ શકે કે કેમ ? અને જો મુક્ત થઈ શકે તો સાધન ક્યાં ? આજ પ્રશ્નોની સાથે એક નિકટનો એવો પ્રશ્ન ઉભો થાય કે જીવ સ્વતંત્ર છે કે પરતંત્ર ? આ છેલ્લા પ્રશ્નના નિકાલની પ્રથમ આવશ્યકતા હોવાથી તે પહેલો ચર્ચીએ છીએ. સંપૂર્ણ રીતે સ્વતંત્ર બ્રહ્મ એકલુંજ છે, તેથી ખરી રીતે તેજ કર્ત્તા કહી શકાય. કરવાને, નહિ કરવાને, કે અન્યથા કરવાને તેજ શક્તિમાન્ છે, કારણ કે તે **સર્વશક્તિમાન્** છે એટલુંજ નહિ પણ તે **સર્વજ્ઞ** પણ છે. તેથી કાર્યસિદ્ધિ પણ તેજ કરી શકે. ( ત. નિ. ૧. ૬૫ ) શ્રુતિ પણ તેના કર્તૃત્વનો ઉદ્‌બોધ કરે છે. તે કહે છે કે " તે સર્વકર્મા, સર્વકામ, સર્વગંધ, સર્વરસ છે. ( છાં. ઉ. ૩. ૧૪. ૨. ) તે સત્ય કામ અને સત્ય સંકલ્પ છે ( છાં. ઉ. ૮. ૧. ૫. ) વગેરે. " વ્યાસાચાર્ય " સર્વોપેતા છે કારણ કે તેના દર્શનથી " અને " સર્વધર્મની ઉપપત્તિથી " ( બ્ર૦ સૂ. ૨. ૧. ૩૦ અને ૩૭ ) સૂત્રો વડે તેજ વાતનું સમર્થન કરે છે. તેઓશ્રી " "નિરિન્દ્રિયત્વ" અને "અપ્રયોજનત્વ"ના દોષો બ્રહ્મના કર્તાપણાને લાગુ પડે તેનો પણ પરિહાર " પણ લોકની પેઠે કેવલ લીલારૂપ " **સૂત્રથી** કરે છે ( બ્ર. સૂ. ૨. ૧. ૩૧. ૩૩ ). આથી એમ સિદ્ધ

થયું કે આપ્તકામ બ્રહ્મજ જગલ્લીલાના સ્વતંત્ર કર્તા છે અને તેમ હોવાથી જગત્‌માં જે નિર્દયતા અને વિષમતા જોવામાં આવે છે તેનું કારણ પણ બ્રહ્મજ બને; અને તેથી તે બંને દોષોને પાત્ર છે. શ્રુતિ કહે છે કે " જેને આ લોકમાંથી ઉંચે લઈ જવા ઇચ્છે છે તેની પાસે સાધુ કે સારૂં કર્મ કરાવે છે, અને જેને નીચે લઈ જવા ઇચ્છે છે તેની પાસે અસાધુ કે નીચ કર્મ કરાવે છે. " ( કૌ. બ્રા. ૩. ૮ ). શ્રીકૃષ્ણ પણ કહે છે કે " હે અર્જુન ! ઇશ્વર પ્રાણીમાત્રના હૃદયમાં રહે છે, અને સંસારચક્ર ઉપર ચઢેલા પ્રાણીઓને પોતાની શક્તિથી ફેરવે છે. " ( ભ. ગી. ૧૮. ૬૧ ). તેથી ઉપર કહેલા દોષોનો પરિહાર કરવો કદાચ અસંભવિત લાગે, પણ તેમ નથી. આપણે ભૂલી ન જવું જોઇએ કે આતો આત્મસૃષ્ટિ. બ્રહ્મ તેનું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે. ખેલાડી અને ખેલનારાઓ તે પોતે છે. નરસિંહ મહેતા ગાય છે કે " બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. " જીવ તેનો અંશ છે, એટલુંજ નહિ પણ **તેજ** છે. જીવ એક દૃષ્ટિથી બ્રહ્મપર આધાર રાખે છે તે વાત સત્ય અને તેથી તેની પરતંત્રતા ખરી, પણ તે તદ્દન ગુલામ કે પુતળાં જેવી સ્થિતિમાં નથી ગુલામો કે પુતળાં પરકીય સત્તાથી નાચનારાં હોવાથી પોતાનાં કર્મો માટે જવાબદાર ન હોઇ શકે. શ્રીકૃષ્ણ કહે છે કે " આત્મા આત્માનો શત્રુ છે. " જો આત્મા કે જીવનું કોઈપણ પ્રકારનું સ્વાતંત્ર્ય ન હોય તો તે

વચન અસત્યજ ઠરે. શ્રુતિ કહે છે કે "પુણ્યકર્મથી પુણ્યશાળી થાય છે, પાપકર્મથી પાપી બને છે." (બૃ૦ ૩. ૨. ૧૩) બાદરાયણ પણ "સાપેક્ષપણાથી" (૨. ૧. ૩૪) શબ્દ યોજે છે તેથી એમ સિદ્ધ થાય છે કે કર્મને લીધે જીવને સ્વાતંત્ર્ય છે. મનુષ્ય જો કોઇપણ પ્રકારે સ્વતંત્ર ન હોય તો તેને પુણ્યશાળી કે પાપી ગણવો તે અયથાર્થ છે. જો જીવ સંપૂર્ણ સ્વતંત્ર ન હોય તો તે સંપૂર્ણ પરતંત્ર નથી. કોઇપણ પ્રકારની સ્વતંત્રતા તો તેને છેજ. મનુષ્ય એકલું પશુ નથી. પશુમાં આહાર, નિદ્રાદિક ને સાહજીક ભાવો છે તેજ મનુષ્યમાં પણ છે. આ ઉપરાંત મનુષ્ય કક્ષાના મનુષ્યમાં વિવેક બુદ્ધિ છે તેથી તે સારૂં નરસું પારખી શકે છે. પોતાના સાહજીક ભાવોને તે નિયમમાં લાવી શકે છે. આટલી મનુષ્યની સ્વતંત્રતા કબુલવી જોઇએ. પ્રભુ પણ કહે છે કે ભક્તનાં "યોગક્ષેમ હું વહન કરૂં છું" (ભ. ગી.) ભકતોનાં કાર્યો પ્રભુ કરે છે; એમ ભકતોનાં જીવન સાક્ષી પૂરે છે. પ્રભુ ભક્તના દાસ બને છે. કેવો ભકત અને ભજનીયનો સંબંધ! આનું વિશેષ વર્ણન પછીથી થશે. દૈવી જીવન પ્રાપ્ત કરવા ઇચ્છતા સર્વ જીવો માટે યોગનું વર્ણન ગીતામાં કરાયું છે, અને ત્યાં પણ નીચવૃત્તિઓ ધીમે ધીમે નિયમમાં લાવી શકાય છે, તેવો શ્રીકૃષ્ણનો બોધ છે. આ ઉપરથી જીવ પસંદગીની બાબતમાં સ્વતંત્ર છે એમ સિદ્ધ થયું, અને આજ સ્વતંત્રતા ઉપર નૈતિક જીવનનો આધાર છે. આજ સ્વતંત્રતાથી

માણુસ ધાર્મિક જીવનમાં પ્રવેશ કરે છે, અને તેમાં આગળ વધે છે તથા પાંચ પ્રકારની અવિદ્યાનો નાશ કરી પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરે છે. ખરેખર ! તેનાથી ગુપ્ત આનંદ પ્રકાશિત થાય છે અને તે બ્રહ્મભાવ પામે છે. (ત. નિ. ૧. ૩૬).

## क મુક્તિનાં સાધનોનો વિચાર.

શાસ્ત્રોમાં મુક્તિનાં ત્રણ મુખ્ય સાધનો કહેલાં છે. કર્મ, જ્ઞાન, અને ભક્તિ. સ્વાર્થ માટે કે ફલની ઇચ્છાથી કરાયલાં કર્મ બંધન કર્તા છે. કર્મ પોતે નિંદ્ય નથી, કારણકે કર્મની ઉત્પત્તિ બ્રહ્મની ઇચ્છાથી થઇ છે. કર્મ બ્રહ્મથી ઉત્પન્ન થયેલું જાણ." (ભ. ગી. ૩. ૧૫); પણ તે જે વૃત્તિથી કરવામાં આવ્યું હોય તે પ્રમાણે ફલદાતા છે. સંપૂર્ણ કર્મનો ત્યાગ તો જીવનમાં અશકય છે, એટલે કર્મનો ત્યાગ શાસ્ત્રો જણાવે નહિ. "મનજ બંધ અને મોક્ષનું કારણ છે." તેથી જે મનથી કામ કરાય છે, તે પ્રમાણે તેનું ફલ આવે છે. અમુક કર્મ તો કરવુંજ જોઇએ અને જો તે ફરજ ખાતર કરાય તો તે બંધન કર્તા નથી. શ્રીકૃષ્ણ કહે છે કે "કર્મમાંજ તારો અધિકાર છે, ફલમાં કદાપિ પણ નહી, કર્મ ફલનો હેતુ બનો નહિ. તારો કર્મમાં સંગ (આસક્તિ) થાવ નહિ" (ભ. ગી. ૨. ૪૭); અને કર્મના શુદ્ધ સ્વરૂપને સમજવામાં 'કવિઓ' પણ મોહ પામી ગયા છે, કારણકે કર્મની ગહનગતિ છે. આથી એમ ફલિત થાય છે કે ગીતાકારનો હેતુ કર્મનો ત્યાગ કરાવવનો નથી, પણ તે કર્મ કેવી

કર્મનો ભાગ બને એ હેતુ છે. સાંખ્યદૃષ્ટિથી અર્જુનને ત્રિગુણાતીત સ્થિતિમાં રહી કર્મ કરવાની આજ્ઞા કરે છે. ભક્તિની દૃષ્ટિથી ઇશ્વર સમર્પણ પૂર્વક કર્મ કરવાની આજ્ઞા કરે છે. કર્મયોગ દૈવીજીવનનો ભાગ છે. અને તેના ઉપર ગીતામાં વિશેષ ભાર મૂકાયો છે, અને તેની તૈયારી માટે નિયંત્રિત જીવન જેમકે યુક્તાહાર, વિહાર, ચેષ્ટા, નિદ્રા અને જાગરણનો ઉપદેશ કરાયો છે. આ પ્રમાણે કર્મયોગથી માણસ જો ધારે તો જનકાદિકની માફકજ મોક્ષ પામી જાય. વલ્લભ આ સિદ્ધાંત ગ્રહણ કરે છે; પણ "કર્મયોગ પાળવો ઘણોજ મુશ્કેલ છે." (ત. નિ. ૨. ૨૭૧) તેથી ભજન કરવુંજ જોઇએ અને તેનાથી પણ તેવુંજ કાર્ય સિદ્ધ થાય છે. ઘણી વખત કર્મનો અર્થ વૈદિક યજ્ઞ થાય છે અને તે પ્રક્રિયા કઠિન છે એમાં તો જરાકે શક નહિ. બધા યજ્ઞોનું મુળ કર્મ છે, અને અખિલ કર્મ જ્ઞાનમાં પરિસમાપ્ત થાય છે એવું ગીતાકારનું મંતવ્ય છે. કર્મનિષ્ઠા પરિપૂર્ણ ત્યારે જાણવી કે જ્યારે ચિત્ત પ્રસન્ન બને." (ત. નિ. ૧. ૧૭). કર્મમાર્ગની મુશીબત જાણી, હવે આપણે જ્ઞાનમાર્ગ તરફ વળીએ. જ્ઞાનમાર્ગમાં અંતિમ સત્ય સચોટ જાણવું એટલુંજ નહિ પણ અનુભવવું. "બ્રહ્મવિદ્ બ્રહ્મજ બને છે" અને અક્ષર–બ્રહ્મમાં જ્ઞાનીનો લય થાય છે. "જેવી રીતે નદીઓ નામરૂપનો ત્યાગ કરી સમુદ્રમાં ભળી જાય છે, તેવીજ રીતે વિદ્વાન્ નામરૂપનો ત્યાગ કરી બ્રહ્મમાં પ્રવેશ

કરે છે." (મુ. ઉ. ૩. ૨. ૮) જેવી રીતે સાકર પાણીમાં ઓગળી જાય છે, તેવી સ્થિતિ જ્ઞાનીની મરણ પછીથી થાય છે. તેને લય મુક્તિ કહે છે. વલ્લભ કહે છે કે તેનો તેના મુળ કારણ અક્ષર બ્રહ્મમાં લય થાય છે; પણ બ્રહ્મજ્ઞાન દરેકને સુલભ નથી. ભકિતનાં દ્વાર સર્વ માટે ખુલ્લાં છે અને તેથી તે દરેકને સુલભ છે. "યજ્ઞોમાં હું જપ યજ્ઞ છું." આ જપ યજ્ઞ દરેકને સુલભ છે. તેમાં બહુ તીક્ષ્ણ બુદ્ધિની જરૂર પડતી નથી. સ્ત્રીઓ અને શૂદ્રો પણ તે બહુ સારી રીતે કરી શકે છે, અને ઘણાય શૂદ્રો ભક્તો થઇ ગયા છે એ તેની સુલભતાનો પુરાવો છે. જ્ઞાની તો પ્રભુને ઘણા જન્મને અંતે પામે, એવું તો શ્રીકૃષ્ણ સ્વમુખે કહે છે. જેને યોગ અને સાંખ્યમાર્ગ કહેવામાં આવે છે, તે પણ કઠિન છે. વિશેષમાં "યોગ પણ ઇશ્વરાલંબન પેદા કરી બહુ જન્મને અંતે નક્કી ભક્તિ પેદા કરે છે." સાંખ્યનું પણ એમજ થાય છે; અને નિષ્ઠાવાળી ભક્તિ ઇશ્વરાર્પણ કર્મ કરવાથી થાય છે. (ત. નિ. ૨. ૨૭૪–૭૫) આ પ્રમાણે ભકિતયોગ વલ્લભાચાર્યજીની દૃષ્ટિથી પ્રાધાન્ય ભોગવે છે. આ ભકિતનું સ્વરૂપ કેવું છે, તે જાણવું આવશ્યક છે; કારણકે માણસ ગમે તેવી લાગણીમાં ખેંચાઈ જઈ તેને ભકિતનું મિથ્યા નામ આપી ભક્તિશબ્દને વગોવે છે.

ભક્તિ એ હૃદયનો કુદરતી ભાવ છે, અને પ્રત્યેક મનુષ્યમાં ઓછા કે વત્તા પ્રમાણમાં જોવામાં આવે છે. પશુ-

ઓમાં પણ કેટલીક વખત તે જોવામાં આવે છે. પ્રાણી માત્રનું જીવન એક પ્રકારની લાગણીથી શરૂ થાય છે; અને તેમાં કાલના વ્યય સાથે સુધારો થતો જાય છે; પણ લાગણીને માટે આપણે ભકિત શબ્દનો ઉપયોગ કરતા નથી. ભક્તિ માટે ભજનીય હંમેશાં ભજનાર કરતાં વધારે મહત્તાવાળું હોય છે, જો તેમ ના હોય તો ભજનાર પોતાના ભજનીયની ભકિત કરે નહિ. ખરી ભકિત માટે પ્રેમની પણ તેટલીજ આવશ્યતા છે. ભજનીયની મહત્તા જાણવા માટે જ્ઞાનની જરૂર છે, સૌથી વધારે ઉત્તમ તત્ત્વ જાણવા માટે ઉત્કૃષ્ટ જ્ઞાનની જરૂર છે; અને તે જાણ્યા પછી તેને માટે પ્રેમ કે સ્નેહ થવો એવી ભકિતની વ્યાખ્યા અપાયલી છે. ઉત્તમોત્તમ પુરૂષના તરફ સર્વોત્કૃષ્ટ પ્રેમ થાય ત્યારે તેને ભકિત જાણવી એમ વલ્લભ કહે છે. (ત. નિ. ૧. ૪૨). આથી ખુલ્લું જણાઈ આવે છે કે જ્ઞાન ભકિતનું ફક્ત સાધન છે, ભકિત એ સાધ્ય છે; અને તેથી જ્ઞાન કરતાં ભકિતનું માહાત્મ્ય વિશેષ હોય એમાં નવાઇ શી ? શંકરાચાર્યજીની દૃષ્ટિથી જ્ઞાનથીજ મોક્ષ થાય છે, અને જ્ઞાનજ સાધ્ય છે, એમ જે કહેવાયું છે, તેના પૂર્વપક્ષમાં સત્ય છે; પણ ઉત્તર પક્ષમાં સંપૂર્ણ સત્ય હોય એમ કહી શકાય નહિ. સત્યથી જો નિશ્ચેષ્ટ અવસ્થા તેથી પ્રાપ્ત થતી હોય તો તે જીવનનો હેતુ હોઇ શકે નહિ. જ્ઞાનતો ફક્ત સાધન છે. એવો ભક્તિમીમાંસાના કર્તા શાંડિલ્ય મુનિનો મત છે. ( સૂ. ૧૩ )

વલ્લભનો પણ તેવો મત છે. ભક્તિ જ્ઞાનપથોની મદદ સિવાય સ્વતંત્ર રીતે ઉતરી આવેલી છે. તેનો પૂરાવો મનુષ્યમાત્રના વાઙ્મયમાં છે. ઋગ્વેદના કાલમાં મનુષ્યો કુદરતી તત્ત્વો કે શક્તિઓની પાછળ રહેલી સત્તાઓને ઉપાસતા. તે સમયમાં લોકો ઘણા દેવોની ઉપાસના કરતા હશે એમ જણાય છે, છતાં પણ એવું માની શકાય કે 'એકજ સદ્‌ને વિપ્રો બહુ રીતે બોલે છે' એવો એક ઋષિનો ઉદ્‌ગાર છે તેથી એકેશ્વરવાદની ભાવના પણ તેજ અરસામાં પ્રચારમાં આવેલી હોવી જોઇએ. "હે પ્રભો! તું મને અસત્‌માંથી સત્‌માં લઇ જાવ, અંધકારમાંથી પ્રકાશમાં લઇ જાવ, મૃત્યુમાંથી અમૃતમાં લઇ જાવ" (બૃ. ઉ. ૧. ૩. ૨૮) એવી નિર્દોષ સ્તુતિ તેઓ કરતા. આ સ્તુતિમાં કંઇક દ્વૈતવાદ છે, કારણ કે પ્રભુ કોઇ પૃથક્‌તારક તત્ત્વ છે એમ મનાતું; પણ પ્રભુની સર્વ વ્યાપકતાનો ઉપદેશ અદ્વૈતદષ્ટાઓએ ઉપનિષદ્‌માં કાલ કર્યો. બ્રહ્મજ્ઞાનની પિપાસામાંથી બ્રહ્મમાં તલ્લીન થવા માટે હૃદયનો વિકાસ થઇ ભક્તિમાં પરિણામ પામ્યો. "આ સર્વ પૂર્ણ છે, પૂર્ણ છે; પૂર્ણ-હોવાથીજ પૂર્ણ કહેવાય છે, પૂર્ણમાંથી પૂર્ણ લઇ લઇએ તો પૂર્ણજ બાકી રહે" (બૃ. ઉ- ૫. ૧૧) "ફેરફાર પામતા જગતમાં જે કંઇ છે, તે સર્વ ઇશથી ભોગવવા લાયક છે" (ઈ. ઉ. ૧). વિરૂદ્ધ ભાસતા ધર્મોથી બ્રહ્મનું વર્ણન કરાયા પછીથી તેજ ઉપનિષદ્ કહે છે કે " જે સર્વભૂતોને આત્મામાંજ પછી જુવે

છે, અને સર્વભૂતોમાં આત્મામાં જુવે છે, પછી તે પોતે નિંદાતો નથી; જેમાં સર્વ પ્રાણીઓ જાણવાથી આત્માજ થયેલો છે તેવું એકત્વ કે અદ્વૈત જાણવા પછી ત્યાં શોક કે મોહ કેવો !" (ઇ. ઉ. ૬. ૭.) આજ દૃષ્ટિ ભગવદ્ગીતામાં વાસુદેવમય દૃષ્ટિ કહેવાયલી છે. સર્વજ વાસુદેવમય છે. આ પ્રમાણે બ્રહ્મજ્ઞાનની જરૂર છે. તેના મહાત્મ્યનું જ્ઞાન થવાથીજ તેના તરફ સર્વથી વધારે પ્રેમ થાય છે, તેનેજ ખરી ભક્તિ કહે છે. માહાત્મ્યજ્ઞાનની વિસ્મૃતિ હોવી ન જોઇએ એવું નારદસૂત્ર ૨૧ મામાં કહેવાયું છે, તેથી તે પણ જ્ઞાનની આવશ્યકતા જણાવે છે "સુકૃત કરવાવાળા માણસો મને ચાર પ્રકારે પોતાની મેળે પૂજે છે", તેમાં જ્ઞાની ( જ્ઞાન પૂર્વક ભજનારો ) તો આત્માજ છે એવો મારો અભિપ્રાય છે, એમ શ્રીકૃષ્ણ સ્વમુખથીજ કહે છે. ત્યાર પછીથી કહે છે કે "સર્વ વાસુદેવમય છે, એવો મહાત્મા ઘણોજ દુર્લભ છે" ( ભ. ગી. ૭. ૧૬, ૧૮–૧૯) છેલ્લા વાક્યથી વાસુદેવને અનુભવનારો ભક્ત સૌથી ઉત્તમ છે, એ તુરતજ જણાઇ આવે છે. આ પ્રમાણે પ્રભુની મોટાઈ જાણવાને અને તેની સાથે તદ્રૂપ થઇ લીલાનો અનુભવ લેવાને બ્રહ્મજ્ઞાનની સંપૂર્ણ આવશ્યકતા છે, એવો સ્વીકાર આચાર્યશ્રીએ કરેલોજ છે. ગોપીકાઓને તે જ્ઞાન હતું એવો સ્વીકાર સૂત્રકાર નારદ પણ કબુલે છે, 'નહિ તો' (તે વિના) વ્રજ ગોપિકાઓની આકુલતા 'જારોમાંજ હતી'

(સૂ. ૨૨) એમ કબુલવું પડે. આ પ્રમાણે માહાત્મ્ય જ્ઞાનની આવશ્યકતા શાસ્ત્રસંમત હોઇ, વલ્લભથી સ્વીકારાઇ છે. કહેવાનું તાત્પર્ય એકે ભક્તિવિનાનું જ્ઞાન લુલુ છે, ને જ્ઞાનવિનાની ભક્તિ આંધળી છે; અને કર્મ જીવન નિયમ છે. તેથી જો મનુષ્યો પ્રભુના જ્ઞાનથી પ્રેરાઇ પ્રભુપ્રેમ માટે ભક્તિથી જીવન કાર્યો કરે તો જરૂર શ્રીકૃષ્ણના આદેશ પ્રમાણે દૈવીજીવન આ ભૂતલ પર જીવન્મુક્ત તરીકે ગુજારી તેનેજ પામે એમાં જરીકે સંશય નથી. ભક્તિ એ દૈવી જીવનની કુંચી છે, તેનાથીજ પ્રેમસ્વરૂપ વ્યાપક બ્રહ્મનાં દ્વાર ખુલ્લાં થઇ જાય છે. સમસ્ત ગીતા ગ્રંથમાં કર્મ, જ્ઞાન, યોગ અને ભક્તિનો સમન્વય થયેલો છે, અને તેમાં ભક્તિ તરફજ વિશેષભાર છે. શ્રીકૃષ્ણ પોતાના સખાભક્ત અર્જુનને **સર્વ ગુહ્યોમાં ગુહ્ય** જે ઉપદેશ આપે છે; જેવો કે "મારા મનવાળો થા, મારો ભક્ત થા, મારૂં પૂજન કરનારો થા, મને નમસ્કાર કર; મારીજ પાસે તું નક્કી આવીશ. તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું. તું મને પ્રિય છે. બધા ધર્મોનો ત્યાગ કરીને મારૂં **એકલાનુંજ** શરણુ લે. બધાં પાપમાંથી હું તને મુકત કરીશ. શોક કરીશ નહિ" (ભ. ગી. ૧૮. ૬૪–૬૬) તે તેનો સ્પષ્ટ પુરાવો છે.

ભકિતનું ઉદ્બોધન કરનારાં અનેક પુસ્તકો છે. તેમાં ભગવદ્ગીતા અને શ્રીમદ્ ભાગવત અગ્રસ્થાન ભોગવે છે. આ ઉપરાંત શાંડિલ્ય ઋષિએ ભક્તિની મીમાંસા સૂત્રદ્વારા

કરી છે. નારદમુનિએ પણ તેનું વ્યાખ્યાન કર્યું છે. **ભાવભકિતનું** પ્રાધાન્ય પાછળના બંને ગ્રંથોમાં છે, ખરેખર ! ભક્તિનું લક્ષણજ પ્રેમ છે. ભાગવતમાં વ્રજાંગનાઓનો ભાવ તે ભાવ પ્રાપ્તિ અંતિમ સાધ્ય છે. ખરેખર ! ગોપીકાઓજ માર્ગદર્શક ગુરૂઓ છે એમ સ્ફુટ કરેલ છે. આ ગ્રંથો ક્યારે પ્રસિદ્ધિમાં આવ્યા તે ચોક્કસ જણાયું નથી, છતાં પણ તેમની અસર કદાચ વલ્લભપર પણ થઇ હોય. આ બંને સૂત્રગ્રંથો ઉપર શ્રીમદ્‌ગીતા અને શ્રીમદ્‌ ભાગવતની સંપૂર્ણ અસર હોય એમ જણાય છે. ગીતામાં ભક્તિમાર્ગની ઉત્તમતા અનેક રીતે વર્ણવાઇ છે, એટલુંજ નહિ પણ બીજા માર્ગોમાં ચ્યુત થવાનો ભય છે તેવો ભય આ માર્ગમાં નથી. વિશેષમાં ભકિત સર્વ માણસો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો ઉપરાંત શૂદ્રો, ચાંડાલો તેમજ સ્ત્રીવર્ગ પણ કરે અને પોતાનો મોક્ષ સાધી શકે. આટલી વ્યાપકતા વૈદિક કર્મ અને જ્ઞાનમાર્ગની નથી, કારણકે તેમાં "વર્ણાધિકાર" જોવામાં આવે છે. બૌદ્ધો અને જૈનોએ નીતિના જોર ઉપર મનુષ્ય મોક્ષ સાધી શકે છે, એવી ભાવના પ્રસરાવી હતી. સાંખ્યોએ તેમજ શ્રી શંકરે જ્ઞાનમાર્ગ ઉપર મોક્ષનો પાયો ચણ્યો હતો. ખરી વાતતો એ છે કે આ બધાએ મનુષ્યના એક તરફી વલણ પર ભાર મૂકયો હતો. મનુષ્યને પોતાની શકિત અને શકયતાનું ઓછું ભાન હોઇ, પોતાની અશકિતની પિછાન સારી હોય છે, એમ સામાન્ય

નિયમ તરીકે સ્વીકારીએ તો ખોટું નહિ ગણાય, અને તેથી મનુષ્યની શ્રદ્ધા તે ઉપર ઓછી છે, આ બધાને ગીતાએ ફટકો માર્યો અને હૃદયના ધર્મો ઉપર ભાર મુક્યો. પ્રેમ અને શરણમાર્ગ આગળ આવ્યો. વલ્લભ કહે છે કે "હરિએ પોતે ગીતાના વક્તા તરીકે તેમનો ટુંકમાં બોધ કર્યો છે. તેનો વિસ્તાર સર્વનિર્ણયવાળો ગ્રંથ શ્રીમદ્ ભાગવત છે. શ્રીકૃષ્ણનું કહેલું વ્યાસજીએ બધું સમાધિ ભાષાથી કહ્યું" (ત. નિ. ૨. ૨૨૧) શાંડિલ્યાચાર્ય જ્ઞાન કરતાં ભક્તિની મહત્તા અનેક સૂત્રોમાં વર્ણવે છે, અને તેનાં કારણ નીચે પ્રમાણે આપે છે. જ્ઞાનથી પ્રેમજ થાય એમ કહી શકાય નહિ, કારણકે જ્ઞાનથી કદાચ દ્વેષ પણ થાય, પ્રેમથી જ્ઞાનનો નાશ થાય છે, કારણકે પ્રેમના વધવાથી જ્ઞાનનો ધીમે ધીમે લોપ થતો જાય છે અને તેવું એટલે સુધી બને છે કે જ્યારે પ્રેમના વિષયમાં મનુષ્ય તલ્લીન બને છે ત્યારે જ્ઞાનને માટે સ્થાન પણ રહેતું નથી. જ્ઞાન અને પ્રેમ એક નથી, કારણકે તેમના પ્રતિપક્ષ શબ્દો અજ્ઞાન અને દ્વેષ છે, અને માણસ એકીજ વખતે જાણી, ફીટકારી શકે; પણ પ્રેમ અને દ્વેષ એકજ વસ્તુ તરફ એકી વખતે બની શકે નહિ. વિશેષમાં પ્રેમના સ્વરૂપનું વર્ણન જ્ઞાન શબ્દથી આપ્યું નથી. પણ રસ શબ્દથી આપ્યું છે (જુવો તૈ. ઉ. ૨. ૭. "તે ખરેખર રસ છે; આ રસજ ફક્ત લઈને આનંદી બને છે." તેમજ જુવો ગીતા. ૨. ૫૯) વિશેષમાં શાંડિલ્યાચાર્ય કહે

છે કે જ્ઞાન અને પ્રેમ જુદાં સાધનોથી પ્રાપ્ત થાય છે; પ્રેમ જ્ઞાનની માફક મનુષ્ય ઉપર આધાર રાખતો નથી. પ્રેમનું સ્વરૂપ ગૂઢ અને અવર્ણનીય છે. પ્રેમનું ફલ અનંત છે. પ્રેમથીજ જીવન નભી શકે છે, પણ જ્ઞાનથી નભી શકે નહિ. વધારામાં તેની અપેક્ષા બીજાં સર્વને રહે છે, તેથી તે મુખ્ય છે અને છેલ્લે જ્ઞાન તો ભક્તિનું સાધન છે; (જુવો સૂત્ર ૪થી ૮ અને ૧૦) પણ **પરાભક્તિ** કોઈનું સાધન બનતી નથી, અને ગીતામાં (અ. ૧૮. શ્લો. ૫૫) જ્યાં તેનો સાધન તરીકે ઉપયોગ થયો હોય એમ લાગે છે, ત્યાં ખરી રીતે 'અભિજાનાતિ' શબ્દ હોવાથી **ફકત સાધન** તરીકે ઉપયોગ થયો નથી; કારણકે તેના પહેલાંનાજ શ્લોક કહે છે કે " મારી પરા ભક્તિ (પોતાની મેળે–આત્મને પ્રયોગ હોવાને લીધે) પામે છે " (સૂત્ર. ૧૯). આ પ્રમાણે શાંડિલ્ય ભક્તિની સ્વતંત્રતા સ્થાપે છે. ભક્તિ કર્મ, જ્ઞાન, અને યોગ કરતાં ઉત્તમ છે એવું તેમનું અને નારદજીનું મંતવ્ય છે (શાં. સૂ. ૨૨ ના. સૂ. ૨૮) નારદ સૂત્રોમાં જ્ઞાન અને ભક્તિના સંબંધ માટે જુદા જુદા અભિપ્રાયો આપેલા છે. કેટલાક કહે છે કે " જ્ઞાનજ તેનું (ભક્તિનું) સાધન છે, બીજા કેટલાક કહે છે કે તેઓ અરસ્પરસ એક બીજા ઉપર આધાર રાખે છે, જ્યારે બ્રહ્મકુમાર (નારદ) તે પોતેજ ફલરૂપ છે એમ જણાવે છે (સૂત્રો ૨૭–૨૯). વલ્લભાચાર્ય ભક્તિ સ્વતંત્ર અને સ્વયં ફલરૂપ છે એમ કબુલે છે (ત. નિ. ૨.

૧૯૬); અને ભક્તિનો વિષય તેની મોટાઈ ઉપર આધાર રાખે છે, કારણકે જીવનમાં પ્રેમના વિષયો બદલાતા રહે છે એમ આપણે જાણીએ છીએ. સર્વોત્કૃષ્ટ વિષયમાંજ ભક્તિ કાયમ રહે છે. આ પ્રમાણે વલ્લભવિચાર વધારે સ્ફુટ અને ગ્રહણીય છે. આવી ભક્તિનું સ્વરૂપ કેવું છે? ભક્તિ એટલે શું?

ઈશ્વરમાં અત્યંત અનુરાગ તેનું નામ ભક્તિ. અહીં ઈશ્વર શબ્દ બ્રહ્મવાચક લેવો; પણ નૈયાયિક, વૈશેષિક; હૈરણ્યગર્ભ, પાતંજલ, કાપાલિક, કાલમુખ, પાશુપતશૈવ વિગેરે કે જેઓ ઈશ્વરને ફક્ત નિમિત્ત કારણ ગણે છે તેવા અર્થમાં લેવો નહિ; અને તેનું સ્વરૂપ પ્રેમ છે કે જેનું વર્ણન થઈ શકે નહિ (શાં. સૂ. ૨ અને ના. સુ. ૫૦), છતાં પણ તેનો અનુભવ થઈ શકે છે; અને તે અનુભવ મૂંગો માણસ સ્વાદ ગ્રહણ કરે તેવો છે. તે ગુણ અને કામના રહિત છે, પ્રતિક્ષણે સતત વધતો જાય છે અને વધારે સૂક્ષ્મ અનુભવ રૂપ છે (ના. સૂ. ૫૧ અને ૫૩). મનનો વિશેષ ઉલ્લાસ તેને પણ ભક્તિ કહે છે, પણ તેમાંય કેટલાક **ભાવ** ઉપર વિશેષ ભાર મૂકે છે ( ભ. મી. ૨. ૧. ૨–૩ ) તેની સામગ્રીથી ઉત્પન્ન થતોજ **રસ** છે. આ પ્રમાણે ભક્તિશાસ્ત્રના જુદા જુદા આચાર્યો જુદી જુદી વ્યાખ્યાઓ આપે છે, છતાં પણ તે બધીનું તારતમ્ય એકજ છે. સૌથી ઉત્તમ પાત્રના માહાત્મ્યને જાણી તેના ઉપર ભાવ કે પ્રેમને લીધે તેના તરફ જે અતિ ઉલ્લાસવાળી સ્નેહની

લાગણી થાય તે ભક્તિ છે. આવીજ વ્યાખ્યા શ્રીવલ્લભ આપે છે ( જુવો. ત. નિ. ૧–૪૨ ). આવી પરા ભક્તિથી ઉત્તમોત્તમ મોક્ષ થાય છે. ભક્તિનું સામ્રાજ્ય અખિલભૂમંડલ છે. ભલે મનુષ્ય ખ્રિસ્તિ, મહંમદીય, ઝરથોસ્તીય, બૌદ્ધ, જૈન કે હિંદુ હોય અથવા ગમે તે પંથનો હોય પણ સર્વ પોતાની બુદ્ધિ અને શ્રદ્ધાપૂર્વક પ્રભુની બંદગી કે ભક્તિ કરે છે. હિંદુતત્ત્વવિદોએ આ ભક્તિના ઘણા ભેદો સમજવા માટે દર્શાવ્યા છે; અને તે મનુષ્યની શ્રદ્ધા પ્રમાણે છે, કારણ કે " આ પુરૂષ શ્રદ્ધામય છે, અને જેની જેવી શ્રદ્ધા તેવો તે પુરૂષ "–એવી માન્યતા ભગવાન્ દ્વૈપાયન વેદવ્યાસની છે ( ભ. ગી. ૧૭. ૩ ) આથી ભક્તિમીમાંસાના કર્ત્તા યોગ્યજ કહે છે કે " ભક્તિ ઉત્પન્ન થઈ શકે નહિ, કારણ કે તે રસ છે. " ( અ. ૨. સૂ. ૧ ) તેના બે મુખ્ય વિભાગ છે. (૧) સગુણ ભક્તિ કે જેને વલ્લભ ઉપાસના કહે છે. ( ભ. મી. ૧. ૨. ૧ ) મહાનુભાવી ભાગવતકાર ગુણ પ્રમાણે તેના ત્રણ વિભાગ કરે છે. જે માણસ ક્રોધ તેમજ દ્વૈતભાવ ગ્રહણ કરી બીજાને નુકસાન પહોંચાડવા માટે ( હિંસા, બીજાને છેતરવા (દંભ) માટે, અથવા તો પોતાની ઇર્ષા પૂરી કરવા માટે ( માત્સર્ય માટે ) ભક્તિ કરે છે તે તામસિક ભક્તિવાળો કહેવાય છે. (જગતના) વિષયો ભોગવવા માટે કીર્તિ ભોગવવા માટે કે ઐશ્વર્ય (સત્તા) માટે જુદાપણાને લીધે ભક્તિ કરનારની ભક્તિ રાજસી

કહેવાય છે. જે ભક્તિનો ઉદ્દેશ કર્મનો નાશ કરવાનો, પ્રભુને (૫૨) કર્મ અર્પણ કરવાનો, અથવા જેનો 'યજ્ઞ' કરવો (જેની પૂજા કરવાની હોય તેનીજ પૂજા કરવી; યજ્ ધાતુના બે અર્થ 'હોમ કરવો' અથવા 'પૂજા કરવી' હોવાથી થાય છે). એવો ભાવ હોય તેમજ પૃથક્પણું હોય તો તે ભક્તિ સાત્ત્વિક છે. (જુવો. શ્રીમદ્ ભાગવત ૩. ૨૯. ૮–૧૦). આ સગુણ ભક્તિના ભેદ કહેવાયા છે. ભોક્તાના ભેદને લીધે પુરાણોમાં પ્રસિદ્ધ નવ પ્રકારની ભક્તિનો સમાવેશ પણ સગુણ ભક્તિમાં થાય કારણકે તેમાં પણ દ્વૈતભાવ રહે છે અને તેનું ટુકું વર્ણન બે વ્યાસો (વ્યાસા-વ્યાસમ્)થી થયું છે. (ભ. મી. ૧. ૨. ૨–૪). તે નવધા ભક્તિ નીચે પ્રમાણે છે. (૧) શ્રવણ અથવા તો પ્રભુનાં ગુણગાન સાંભળવાં તે. (૨) કીર્તન અથવા તેના ગુણ ગાવા તે. (૩) સ્મરણ–તેને સતત યાદ કરવો. (૪) પાદસેવન–તેને નમસ્કારાદિ કરવા તે (૫) અર્ચન–તેની પૂજા કરવી તે (૬) વંદન–તેને નમવું તે. (૭) દાસ્ય–સેવક ભાવથી તેની સેવા કરવી તે (૮) સખ્ય–મિત્રભાવથી તેના તરફ રહેવું તે. અને (૯) આત્મનિવેદન–પોતાની કૃતિઓને તેને અર્પણ કરવી તે. આ ઉપરાંત શ્રી ગીતાજીમાં મનુષ્યની મનની સ્થિતિ પ્રમાણે–આર્તી, જીજ્ઞાસુ અને અર્થાર્થી એવા ત્રણ ભેદ સગુણ ભક્તિનાજ ગણી શકાય. આથી મનુષ્યના મનના વલણ, ગુણ અને કૃતિને ધ્યાનમાં લઇ એકાશી

પ્રકારના સગુણ ભક્તિના ભેદ કેટલાક ઋષિઓએ કર્યા છે. નારદઋષિ દાસાસક્તિ, સખ્યાસક્તિ, કાન્તાસક્તિ, વાત્સલ્યાસકિત, જેવા કેટલાક સાહજીક ભકિતના ભેદો પણ જણાવે છે. (ના. સૂ. ૮૧) મનુષ્ય જીવનજ માતપિતાની વાત્સલ્ય ભકિતથી શરૂ થાય છે, પછીથી સખા ભકિતમાં જાય છે અને અંતિમમાં કાન્તાસક્તિ રૂપ ભકિતમાં જડાય છે. પ્રેમનું સ્વરૂપજ એવું છે કે બે પ્રેમાસકત જીવોનુ ઐકય પ્રેમમાં સધાય છે, તે એટલે સુધી કે વ્યકિતભાવ નાબુદ થઇ પરમાદ્વૈતની પ્રેમલહરીઓ અનુભવે છે. આ પ્રમાણે નિર્ગુણ કે ત્રિગુણાતીત ભકિતનાં બીજ મનુષ્યજીવનમાં છે. સાધનરૂપે ભક્તિ ગૌણ હોઈ, સાધ્ય પરત્વે તેજ મુખ્ય છે. અદ્વૈતસિદ્ધિ માટે ભકિતજ શ્રેષ્ઠ છે. મનુષ્યની ભકિત બરોબર એક સરળ માર્ગે નીચેથી ઉપર સતત ચાલી જતી હોય એમ જણાતું નથી, પણ એટલું કહી શકાય કે સકામભકિત મારફતે તે નિર્ગુણ ભકિતમાં જઇ શકે. નિયમિત રીતે ભકિતનો વિકાસ થતો જાય તેવાં જીવનો મર્યાદા ભકિતમાં મૂકાય; પણ આખું મનુષ્ય જીવન સીધા સરળ માર્ગથી પસાર થતું નથી, પણ તેમાં ખાડા ટેકરા આવ્યાંજ કરે છે. કેટલીક વખત જીવન પ્રવાહ એકદમ શી રીતે બદલાયો તેની પણ ખબર પડતી નથી. જીવનમાં કેટલીક વખત એવા પલટા થતા જોવામાં આવે છે કે જે દુષ્ટમાં દુષ્ટ માણસો વ્યવહારદષ્ટિથી લેખાતા હોય છે તેઓ

એકદમ પવિત્ર જીવન ગુજારતા થઇ જાય છે. તેમને એક નવું જીવન પ્રાપ્ત થયેલું હોય એમ મનાય છે. પ્રભુની પૂર્ણ કૃપા હોય કે પ્રભુ ભક્તની પૂર્ણ કૃપાનું તે ફળ મનાય છે. આવા ભક્તોને વલ્લભ પૃષ્ટિભક્તો કહે છે.

શ્રીમદ્ વલ્લભાચાર્ય પહેલાં પણ ભક્તિ ઉપર મોક્ષની ઇમારત ચણાઇ હતી. સામ્પ્રદાયિક બંધ સિવાય સૂત્રો મારફતે ભક્તિનો ઉપદેશ ચાલુ થઇ ગયો હતો. શ્રીમદ્ ભાગવતે ભક્તિને પ્રાધાન્ય પદ આપ્યું. વિષ્ણુ સ્વામી, મધ્વ, અને રામાનુજ આચાર્યોએ, વલ્લભના કહેવા પ્રમાણે અનુક્રમે તામસિક, રાજસિક અને સાત્વિક ભક્તિનો ઉપદેશ કર્યો હતો. પુષ્ટિ કે નિર્ગુણ ભક્તિને પ્રાધાન્ય આપી વલ્લભે મનુષ્યના કલેશ કાપ્યા. જીવનનો પલટો કરવા માટે પુષ્ટિ ભક્તિ સિવાય કોઇપણ સાધન નથીજ. મનુષ્યજીવનની નિર્બળતાને લીધે તેનામાં પાપીત્વ આવે અને તેમાંથી તેને મુક્ત કરવા કૃપામાર્ગ સિવાય બીજો માર્ગ સંભવિતજ ન હોય. આ કૃપા માર્ગનાં બીજ ઉપનિષદોમાં તેમજ ભગવદ્ગીતા અને શ્રીમદ્ ભાગવતમાં પણ જોવામાં આવે છે. " શોક વિહીન અને અક્રતુ માણસ આત્માના મહિમાને ધાતુ (પ્રભુ)ના પ્રસાદથી જાણે છે. " ( ક. ઉ. ૧. ૨. ૨૦ ). " આ આત્મા (પ્રભુ) પ્રવચનથી મળી શકતો નથી, મેધાથી નહિ, બહુ શ્રવણથી નહિ; (પણ) જેને તે પ્રભુ પસંદ કરે છે તેને મળે છે, અને તેનો આત્મા (પ્રભુ) પોતાના શરીરને પસંદ કરે છે. " ( ક. ઉ. ૧. ૨.

૨૩; મુ. ઉ. ૩. ૨. ૩ ). " જ્ઞાનના ( " સત્યં જ્ઞાનં અનંતં બ્રહ્મ. તૈ. ઉ. ૨. ૧. ૧. ના વચનથી જ્ઞાન બ્રહ્મવાચક છે, પ્રસાદથી વિશુદ્ધ સત્ત્વવાળો ધ્યાન ધરતાં, પછીથી પણ, તે નિષ્કલને જુવે છે. " ( મુ. ઉ. ૩. ૧. ૮ ) " પ્રીતિપૂર્વક મને ભજનારાઓને હું બુદ્ધિયોગ આપું છું કે જેનાથી તેઓ મારી પાસે આવે છે " ( ભ. ગી. ૧૦. ૧૦ ) " અનન્ય-ભાવથી ચિંતન કરનારા જે માણસો મને ભજે છે, તેવા નિત્યાભિમુક્તોનાં યોગ અને ક્ષેમ હું વહન કરૂં છું. " (ભ-ગી. ૯. ૨૨ ) શ્રીમદ્ ભાગવતમાં જે ગોપિકાઓની નિઃસાધન ભક્તિ છે તે તો સ્ફુટ રીતે પુષ્ટિભક્તિ છે, અને તેથીજ ગોપી ભક્તોને ભક્તિસૂત્રકારોએ શ્રેષ્ઠ ગણી દૃષ્ટાન્ત તરીકે જણાવ્યાં છે. પ્રભુનો આ કૃપામાર્ગ બાઇબલના પહેલાં કેટ-લાંય વર્ષોપર મનુષ્યને તરવા માટે ઉપદેશાયલો હતો. નિઃ-સાધન જીવ કે જે સ્વભાવથી ( આનંદ તિરોહિત હોવાને લીધે ) દુષ્ટ છે. તેમને માટે શ્રી રામાનુજે પ્રપત્તિ અને શ્રી વલ્લભે શરણમાર્ગ શ્રી કૃષ્ણના 'માં એકં શરણં વ્રજ' વા-ક્યનો આશ્રય લઈ ઉપદેશ્યો. પ્રભુનો જે માણસ દૃઢ આ-શ્રય કરે છે તેને કદાપિ પડવાનો ભય નથી ( ત. નિ. ૨. ૩૦૯ ) કારણ કે અનામય કૃષ્ણને ભજવાથી બધી રીતે નહિ મુક્ત થયેલો જોયો નથી તેમજ સાંભળ્યો નથી અને તેથી જ આ ભક્તિમાર્ગ શ્રેષ્ઠ કહેવાયો છે, ( ત. નિ. ૨. ૨૨૨ ) જ્યારે કર્મ કે જ્ઞાનનો આશ્રય કરનારને ચ્યુતહાનિ થવાનો

ભય છે. પુષ્ટિ એટલે અનુગ્રહ. આ અનુગ્રહ માર્ગથી દુષ્ટમાં દુષ્ટ માણસના પણ જીવનનો પલટો થઇ શકે છે એવી આશા મળે છે. અજ્ઞાની જીવનું જે વ્યક્તિગત જીવન છે તે બદલાઈને પ્રભુમય જીવન બને છે. તેનો જે આશ્રય છે તે સૌથી શ્રેષ્ઠ હોવાથી તેમાં તેનો દૃઢ વિશ્વાસ બંધાય છે અને નીતિમય જીવન ગુજારતો થઇ જાય છે; અને છેવટે પ્રભુને ચરણે પહોંચે છે.

કોઈપણ વસ્તુ કે પ્રાણી ઉપર પ્રેમ બંધાવાનાં બે મુખ્ય કારણો આપણે કહી શકીએ. (૧) તેની મોટાઇ જાણવાથી; (૨) તેમાં કંઇક સૌન્દર્ય નિહાળવાથી. પહેલો બુદ્ધિપૂર્વક પ્રેમ છે અને તેથી તેમાં મર્યાદા રહેલી છે. બીજો સાહજીક પ્રેમ છે. ઘણી વખત એવું બને છે કે મહત્તા અને સૌન્દર્ય એકજ પાત્રમાં જોવામાં આવતાં નથી; પણ આપણા પ્રેમનું પાત્ર એવું છે કે જે સંપૂર્ણરીતે મહાન્ અને સુંદર છે; અને તેથીજ તેના તરફ એકજ વખત પ્રેમનો પ્રવાહ વહે તો સતતજ તે તરફ વહેવાનો, અને વ્યકિતગત પ્રેમ પ્રેમના સમુદ્રમાં લય નથી જવાનો. જગત્માં એવા કેટલાક ધર્મો છે કે જેમાં ફક્ત પ્રભુની મહત્તા ઉપર ભાર મૂકે છે; અને આવા ધર્મોની સંખ્યા વિશેષ છે, બીજા કેટલાક એવા ધર્મો છે કે જેમાં સૌન્દર્ય ઉપર ભાર વિશેષ મૂકાયો છે. આપણા સંપ્રદાયમાં જો કે પ્રભુ મહાન્ અને સુંદર બન્ને છે, છતાંપણ સૌન્દર્ય ઉપર વિશેષ ભાર મૂકાયો છે. વિશે-

ષમાં આપણે આપણો ઈશ્વર તરફનો પ્રેમ જગતમાં જોવામાં આવતાં પ્રેમીઓનાં દૃષ્ટાન્તોથી જણાવીએ છે. પ્રભુ માણસનો પિતા, માતા, ભ્રાતા, મિત્ર, પુત્ર અને પતિ કે પત્નીના પ્રેમોનું એકીકરણ છે. તે તેનો સર્વ છે. કેટલાક ધર્મો પ્રભુને પિતા તરીકે ઓળખાવે છે, તેમાં ખ્રિસ્ત, મહંમદીય, ઝરથોસ્તી અને વૈદિક દ્યૌપિતરની ભાવનાવાળો મત આવી જાય છે; કેટલાક તેને માતા તરીકે ઓળખાવે છે, તેમાં મુખ્યત્વે કરીને દેવી સંપ્રદાયો અને શ્રી રામાનુજના મર્કટ અને માંજર ન્યાયોવાળા મતો આવી જાય છે; કેટલાક પ્રભુને પોતાનો સખો સમજે છે. આમાં અર્જુનની શ્રીકૃષ્ણ તરફની અને બીજી એવી ભક્તિ આવી જાય; કેટલાક પ્રભુને પતિ સમજે છે જેમકે ગોપીઓ અને તેને અંગે વલ્લભમત; કેટલાક પ્રભુને પત્ની સમજે છે જેમકે સુફીવાદ; અને છેવટે આ ઉપરાંત કેટલાક પ્રભુને પોતાનો શેઠ માને છે. આ સર્વ વિચાર દૃષ્ટિઓમાં સેવકસેવ્યભાવ પ્રાધાન્ય અને તત્ત્વરૂપ છે. ઉપર કહ્યા તે ઉપરાંત કેટલાક પ્રભુનો પોતાનો બાલક ગણે છે જેમકે વસુદેવ, યશોદા, દશરથ વિગેરેની વાત્સલ્ય ભક્તિ. આપણામાં જે મર્યાદા ભક્તિમાર્ગ છે તેનો સેવ્યદેવ શ્રી બાલકૃષ્ણજ છે અને તેથી તે વાત્સલ્ય ભક્તિજ છે. પુષ્ટિભક્તોજ પ્રભુને ગોપીભાવથી ભજે છે. આપણે ઉપર કહેલા લૌકિક સંબંધો મારફતેજ જો ધર્મોની કિંમત આંકીએ તો ખચિતજ કહેવું પડે કે પુષ્ટિભક્તોનો વાદ (વલ્લભનો)

અને સુફીવાદજ પ્રથમ સ્થાને મૂકી શકાય કારણ કે તે બેમાંજ સરખા **અરસ્પરસ** પ્રેમના સંબંધો છે. જ્યાં સર્વોત્કૃષ્ટ પ્રેમ કે ભક્તિ છે એવા સંબંધો તો એક પ્રતિવ્રતજ કે એક પત્નીવ્રતજ હોય. પ્રભુને પતિરૂપે પૂજો કે પત્નીરૂપે પૂજો એ બંને એકજ—પ્રેમની એકજ દિશા અને તેનું એકજ સાધ્ય. [ પત્ની પતિને ઇશ્વરજ સમજે અને પતિ સ્ત્રીને ઇશ્વરીજ જાણે તો પ્રેમથી અરસ્પરસ નિરોધ થાય છે અને પ્રભુભાવને પોષણ મળે છે એટલુંજ નહિ પણ પ્રેમનો વિકાસ થતાં થતાં 'ધ્યાન'ની કોટિમાં પ્રવેશ કરે છે અને કાલાંતરે પ્રભુની સાથે તેઓ તે તે રૂપે રૂપે પ્રેમસમાધિમાં લીન થાય છે આમ હોવાથી જીવન બ્રહ્મીભૂત બને છે, અને તેના 'સંસારત્વ' નો નાશ થાય છે, અથવા તો સંસાર સારવાન્ બને છે. ]. સખા ભક્તિમાં પણ અરસ્પરસ પ્રેમની ભાવના છે, પણ હૃદયના સર્વભાવોને સંપૂર્ણ રીતે વ્યક્ત કરવામાં તેમાં કેટલીક મર્યાદા રહે છે. પ્રભુ માતૃભક્તિ તેથી ઉતરતા દરજ્જાની છે, અને તેનાથી પણ પ્રભુપિતાભક્તિ ઉતરે અને તેનાથી પણ પ્રભુને શેઠ કલ્પી સેવા કરવી તે ઉતરે વાત્સલ્ય ભક્તિનું સ્થાન સખાભક્તિ પછીથી આવે. [ બાલકને પ્રભુ ગણે અને તેના માટે પ્રેમીયુગલ હોમાય એ જગત્ વિકાસને ઉત્તેજનાર છે કારણ કે ઉત્કાન્તિવાદની દૃષ્ટિથી બાલક એ જગત્ વિકાસનું સર્વાચુ છે, અને પ્રેમીયુગલ પોતાના આદર્શરૂપ મોક્ષને જ્ઞાની, ભક્ત, કર્મયોગી કે યોગી બાળક મારફતે

પેઢયાંતરે પણ સાધી શકે છે. આપણામાં ઇકોતેર પેઢી તારવાની વાતને આથી પુષ્ટિ મળે છે અને જીવનયજ્ઞની સમાપ્તિ આદર્શ બાળકથી થાય છે. ]

## ગ કર્મ–જ્ઞાન–ભક્તિ સંબંધ વિચાર.

બ્રહ્મવાદમાં બ્રહ્મજ સર્વ છે. તેના કર્મસ્વરૂપનો વિસ્તાર પૂર્વમીમાંસામાં છે, જ્ઞાનસ્વરૂપનો વિચાર ઉત્તરમીમાંસામાં છે, અને ભજનીયસ્વરૂપનો ચિતાર શ્રીમદ્ ભાગવતમાં છે. શ્રીમદ્ વલ્લભનું ઉપર જણાવ્યા પ્રમાણે પૂર્વમીમાંસા ઉપરનું ભાષ્ય અપ્રાપ્ય હોવાથી તેમના તે ઉપરના ચોકકસ વિચારો અજ્ઞાતજ રહેવાના; પણ એટલું તો સિદ્ધ છે કે તેમના વિચારો ભાટ્ટમીમાંસકો કરતાં જુદા હતા. વૈદિક યજ્ઞોને તે માનતા, અને જો નિષ્કામદૃષ્ટિથી કરવામાં આવે તો મોક્ષદાતા છે એમ ગણતા; પણ સત્યરીતે જોતાં તે બધા સકામ યજ્ઞો હતા "સ્વર્ગની કામનાવાળાઓએ યજ્ઞો કરવા" એ તેનો ડિંડિમનાદ છે. આવા સકામ યજ્ઞોને નિષ્કામયજ્ઞોમાં ફેરવી નાખનાર શ્રી ગીતાકાર છે. તેઓશ્રી અનેક પ્રકારના યજ્ઞો વર્ણવે છે, અને તેની મારફત યજ્ઞમય જીવનનો ઉપદેશ કરે છે. ખરી રીતે કહીએ તો અખિલ જીવનજ એક મહાન્ યજ્ઞ છે અને જો તે નિરપેક્ષરીતે પૂર્ણ થાય તો તે યાજ્ઞિકનો મોક્ષ અવશ્ય થાય એમ શ્રી વલ્લભનું મંતવ્ય છે. યજ્ઞમૂર્તિ ભગવાનજ તેના મોક્ષદાતા અને છે જ ભક્ત ભગવાનને આધીન હોવાથી ભકતે પ્રભુની

આજ્ઞા થતાં સુધી નિષ્કામ કે પ્રભુ અર્પણ બુદ્ધિથી કર્મો કર્યા જવાં. કર્મ અને જ્ઞાનને વિરોધ નથી, કારણ કે વસિષ્ઠાદિક બ્રહ્મનિષ્ઠ પુરૂષોએ અગ્નિહોત્રાદિક કર્મ કરેલાં છે. અંબરિષ, ઉદ્ધવ; પાંડવાદિક ભકતોએ પણ કર્મો કરેલાં છે. આથીજ વેદમર્યાદાની રક્ષા અને લોક સંગ્રહરૂપી ફલો થાય છે. આથી ઉલટું શુકજડાદિઓ કર્મનો ત્યાગ કરેલો છે, તેથી કેટલાકને સંશય થવાનો ભય રહે છે; તો તેનો ખુલાસો એટલોજ થાય કે પ્રભુજ પ્રેરક હોવાથી પ્રભુની પ્રેરણાથીજ તેમનો ત્યાગ કરવો પ્રભુ પણ મર્યાદાનો અંગીકાર કરે છે અને તેથી જીવના પ્રયત્નની અપેક્ષા રાખે છે (" ફલના દાનમાં કર્મની અપેક્ષા છે, કર્મના કારણમાં પ્રયત્નની અપેક્ષા છે, પ્રયત્નમાં કામની અપેક્ષા છે અને કામમાં પ્રવાહની અપેક્ષા છે અને મર્યાદાની રક્ષા માટે વેદ બનાવ્યા છે" અ. ભા. સૂ. ૨. ૩. ૪૨) આથી મર્યાદામાર્ગની દૃષ્ટિથી પણ પ્રભુને વૈષમ્યનૈઘૃણ્યદોષ લાગતા નથી શ્રી શંકર પણ આવીજ દૃષ્ટિ પોતાની વ્યવહારિક સત્તાની દૃષ્ટિથી ગ્રહણ કરે છે. શુદ્ધપુષ્ટિ ભકતો તો પ્રભુનેજ સર્વસ્વ ગણે છે અને પ્રેમથી અખિલ જગતને વાસુદેવમય જુવે છે. પ્રભુની લીલામાં કોઈપણ પ્રકારની ક્ષતિ હોયજ નહિ. પારમાર્થિક સત્તામાં તો તે દોષોનો અવકાશજ નથી આ પ્રમાણે શ્રી વલ્લભ અને શ્રી શંકર વચ્ચે દૃષ્ટિભેદ સિવાય સામ્ય ઘણું છે. શ્રી શંકરે નિષ્કામ કર્મયોગનો

વિચાર કર્યો હોત તો તેઓશ્રી વલ્લભનેજ સંમત થાત. તેમણે ફક્ત જ્ઞાનની દૃષ્ટિથીજ વિચાર કરેલો હોવાથી, જ્યાં ત્યાં બુદ્ધના અસામર્થ્યને લીધે, દ્વૈતના ખાડામાં પડુ પડુ એમ થયેલી દશા તેમના તત્ત્વવિચારની છે. તેમના વખતમાં ઉપાસના કે સગુણ ભક્તિ પ્રચલિત હોવાથીજ, અને જ્ઞાનૈકદૃષ્ટિ હોવાથી ભક્તિના ઉત્કૃષ્ટ વિચારોની પૂર્ણ કદર કરી શકયા નથી. **બ્રહ્મવાદીની દૃષ્ટિમાં કર્મ–જ્ઞાન–ભક્તિ એ જુદા જુદા શબ્દો નથી, પણ એકજ તત્ત્વને નિહાળવા જુદી જુદી દૃષ્ટિથી યોજાયલો ભિન્ન લાગતો શબ્દ સમૂહ છે.** વલ્લભે પોતાના સમયની સ્થિતિ જોઇનેજ ભક્તિ ઉપર ભાર મૂકેલો હોય એમ લાગે છે નહિતો તેઓ પૂર્ણ જાણે છે કે જીવનનો વિકાસ જીવના પોતાના અધિકારને અંગે કોઇપણ માર્ગે થાય છે અને અંતે પૂર્ણતાને પામે છે. ( "પોતાના અધિકાર પ્રમાણે ત્રણ પ્રકારથી ખરેખર ફલવાળો થાય છે" ત. નિ. ૧. ૧૯ )

## ૬ મનુષ્ય વિચાર.

સમસ્ત વિશ્વ અનેક પ્રકારના દેહિઓથી વ્યાપ્ત છે. તે દેહીઓનો વિચાર વિજ્ઞાનદૃષ્ટિથી જેવો જૈનોએ કર્યો છે તેવો કોઇ હિંદુ વિચારકોએ કર્યો હોય એમ જણાતું નથી. તેમનું વર્ગીકરણ ઘણુંજ આકર્ષક છે, છતાં પણ બધા દેહીઓમાં મનુષ્યજ ઉત્તમ છે, કારણ કે તે વિવેકી હોવાથી સંસાર ચક્રમાંથી મુક્ત થવાનો અધિકારી છે અને તેના ઉપર

તેમણે પ્રમાણમાં જોઈએ તેવો વિચાર કર્યો નથી. સમસ્ત વૈદિક માર્ગનું કેન્દ્ર મોક્ષાર્થી મનુષ્યજ છે. તેના ભક્તિ-માર્ગની દૃષ્ટિથી ચાર વિભાગ કરેલા છે. પ્રથમ પ્રકારના મનુષ્યો જગત્‌ના સામાન્ય મનુષ્યો છે કે જે અહંતા મમતા યુક્ત હોઇ જન્મમરણના ફેરામાં અથડાયાજ કરે છે. ગાડ-રની માફકજ તેઓ વિચાર કર્યા વિના જગત્‌ના પદાર્થો તરફ લોલુપતા ધરાવે છે. પશુની માફકજ તેઓ પોતાના સાહજીક ભાવોને આધીન છે. આ પ્રવાહ સૃષ્ટિને હરિએ મને કરીને ઇચ્છામાત્રથી સર્જી છે. (પુ. પ્ર. મ. ૯) બીજો મનુષ્યનો વર્ગ તેથી આગળ વધેલો છે. તે શાસ્ત્રની મર્યાદા પ્રમાણે જ્ઞાન કે ભક્તિના સાધન મારફતે પોતાનો મોક્ષ સાધવા પ્રયાસ કરે છે. તેમની મુક્તિ કર્મમાર્ગથી થાય છે, એટલે ઉત્તરોત્તર એક પછી એક લોકને વ્યતીત કરી બ્રહ્મ-લોકમાં જાય છે, અને તેથી બ્રહ્મલોકના નાશની સાથે બ્રહ્મમાં ભળી જાય છે એટલે તેમની સાયુજ્ય મુક્તિ થાય છે. આ સર્ગના લોકોની ઉત્પત્તિ વચસા કે વાણીથી છે અને તેથી ભગવાનની વાણી વેદના નિયતમાર્ગથી તેમને મુક્તિ મળે છે. ત્રીજો વર્ગ પુષ્ટિ ભકતોનો છે કે જે ફક્ત પ્રભુની ઇચ્છા ઉપરજ આધાર રાખે છે. તેઓને પ્રભુનો પૂર્ણ વિશ્વાસ છે અને તેનીજ પૂર્ણભાવથી ભક્તિ કરે છે. તેમની તો દૃઢ શ્રદ્ધા છે કે પ્રભુ પોતાની કૃપા ઉપર રહે-નાર જીવની સામાન્યના જેવી કે પ્રવાહી જીવ જેવી સ્થિતિ

કરનાર નથી. તે જાણે છે કે પ્રભુ જે જે કરે છે તે તેની લીલા છે અને તેથી ચિંતાનો સત્વર ત્યાગ કરે છે. (નવ રત્નસ્તોત્રમ્ ૮.) પ્રભુ પોતાની ઇચ્છાથી બધાનો ઇશ્વર અને આત્મા હોવાથી બધુંજ સારૂં કરે છે (ન. સ્તો. ૨) એવી તેની દૃઢભાવના છે. ટુંકમાં તે પોતાની જીંદગીનું વહન પ્રભુનેજ સોંપી દે છે. પ્રભુ તરફથી તેને આંદોલનો મળતાં જ રહે છે, અને તે પ્રમાણે તે વર્તે છે. તેનું વ્યક્તિ જીવન પ્રભુ જીવનનો ભાગ બની ઓતપ્રોત બને છે. તેમને પોતાની મુક્તિની પણ ચિંતા નથી. આ જીવોની ઉત્પત્તિ પ્રભુના શરીરથી છે (પુ. પ્ર. મ. ૯). ખરેખર ! આવા શુદ્ધ પ્રેમ-વાળા જીવો ઘણાજ દુર્લભ છે (પુ. પ્ર. મ. ૧૬) તેમને પ્રભુજ સદ્યોમુક્તિ આપે છે. આ ભૂમિકાપર પણ જીવના બે ભાગ પડે છે. કેટલાકને સાયુજ્ય મુક્તિ મળે છે, પણ તેમનાથી કેટલાક વધારે ભાગ્યશાળી કે પ્રભુ કૃપાવાળા જીવો છે કે જે પ્રભુની રાસલીલામાં પ્રવેશ કરે છે, અને ખરેખર તે ચાર પ્રકારની મુક્તિને પણ ગણકારતા નથી. પ્રભુની સાથે પ્રભુમય બની રાસ રમવો, તેના અંતર્જીવનના ભાગીઆ થવું એજ તેમનો પરમ ઉદ્દેશ હોય એમ ત્યારેજ જણાય છે. આ છેલ્લા જીવોને મહાપુષ્ટિ જીવો જાણવા. સ્રી, ઘર, પુત્ર, સગાં સંબંધી, પ્રાણ—આ બધાનાં પણ ત્યાગ કરી, મહાનુભાવી બની, હંમેશાં કૃષ્ણના પ્રેમરંગમાં રંગાયલો કરોડોમાં ભાગ્યેજ કોઇ જોવામાં આવે છે. (ત. નિ. ૨. ૨૧૯)

ઉપરના વિવેચનથી તુરતજ માલમ પડી આવે છે કે પ્રવાહી જીવોનો ઘણોજ મોટો સમૂહ જોવામાં આવે છે. તેથી લઘુ પ્રમાણમાં મર્યાદાધર્મ પાળનારા જણાય છે, અને જુજ પ્રમાણમાંજ ખરા પુષ્ટિ જીવો જોવામાં આવે છે. આ સંપ્રદાયની રીતિ સર્વ કોઇ સંપ્રદાયના કે અવર માણસો તુરતજ સમજી શકશે કે પોતે કઇ કક્ષાના છે. શરીર અને ઇંદ્રિયોના વિષયોમાં ઘસડાતા પ્રાણીમાત્રના જીવો પ્રવાહી છે. નિયમિત શાસ્ત્રની મર્યાદા પ્રમાણે વર્તનારા મનુષ્ય જીવો મર્યાદા જીવો છે. સૌથી થોડાજ જીવો પુષ્ટિ જીવો છે કે જે મર્યાદિત અવસ્થાની પાર જઈ ફક્ત પ્રભુપર દૃઢ વિશ્વાસ રાખી તેની કૃપા અનુભવે છે. મનુષ્ય માત્ર એક સામાન્ય નિયમ પ્રમાણે શરૂઆતમાં પ્રથમની સ્થિતિમાં હોય છે, ત્યાર પછીથી તે નૈતિક મર્યાદામાં પ્રવેશ કરે છે; પણ તેમાંથી કેટલાક શુદ્ધ નીતિના રસ્તામાં ટેવાઇ ગયેલા હોવાથી, તેમને નૈતિક બંધનો બંધનરૂપે જણાતાં નથી અને પછી તેઓ અતિનૈતિક મર્યાદાના બને છે. વિચાર દૃષ્ટિથી પણ જ્યારે વિશ્વના કટ પ્રશ્નોની સમજ પડતી નથી ત્યારે અંતિમ સત્યનું શરણ મનુષ્ય લે છે. આ શરણ માર્ગ તેજ પુષ્ટિ કે પ્રભુ કૃપાનો માર્ગ તેનુંજ બીજું નામ પ્રમેયમાર્ગ અને તે પ્રમાણમાર્ગથી તદ્દન વિલક્ષણ છે. એમાં કાંઈ સંશય નથી. મનુષ્યમાત્ર નિરાધાર છે, કારણ કે તે 'કર્મ કે યજ્ઞ' તથા જ્ઞાનનો આશ્રય કરી શકતો નથી, અને તેથી

પ્રભુનોજ આશ્રય દરેક જીવને આવશ્યક છે; અને આથીજ અનુગ્રહ માર્ગનો સ્વીકાર સર્વ કોઇ કરી શકે અને તેથીજ તે વિશ્વધર્મ બનવા લાયક છે.

## ज ઇશ્વર વિચાર.

પ્રમેય એકલો હરિજ છે. તે સગુણ અને નિર્ગુણ છે. તે ગુણો, કાર્ય, ધર્મ, ક્રિયોત્પત્તિ વગેરે છે. બુદ્ધિથી સમજવા માટે ત્રણ રૂપથી, કારણથી, કાર્યથી અને સ્વરૂપથી વિશેષે કરીને વર્ણન કરાય છે. (ત. નિ. ૨. ૮૪–૮૫). તેવા પ્રભુએ સૃષ્ટિની ઇચ્છા કરી, અને તેથી સ્વમર્યાદિત થવાથી તે સત્ત્વમાત્રથી મુખ્યજીવ સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છાને વશ થયેલો હરિ કહેવાય છે. સ્વ ઇચ્છાથી તે મર્યાદિત થવાથી તેનો આનંદાંશ તિરોભાવ પામ્યો; અને તેજ બ્રહ્મ, કૂટસ્થ, અવ્યક્ત વિગેરે શબ્દોથી નિરંતર બોલાય છે. (ત. નિર. ૯૯–૧૦૦) આથી કિંચિત્ આનંદ તિરોભૂત થવાથીજ, "પુરૂષોત્તમ" જગત્ રૂપમાં આવિર્ભાવ સ્વેચ્છાથી પામી તેનો શાસક કે ઇશ પણ તે બન્યો. "જન્માદિ જેમાંથી થાય છે તેવા બ્રહ્મની" જે વ્યાખ્યા બ્રહ્મસૂત્રકારે કરી છે તે પણ તેજ સ્વરૂપને બતાવે છે. તે શાસક હોવાથી ન્યાયી તો છેજ, પણ તે ઉપરાંત તે દયાળુ છે. મર્યાદાભક્તો તેને ન્યાયની મૂર્તિ જાણે છે અને પુષ્ટિ ભક્તો તેને દયાનું સ્વરૂપ જાણે છે. તે જગત્‌ના વિકાસના તત્ત્વોને અટકાવનારા દુષ્ટ માણસોનો સંહાર કરવા તથા સાધુ પુરૂષોનું રક્ષણ

કરવા પોતાની દિવ્યમાયા શક્તિથી જગતમાં અવતરે છે; અને દૈવી અને આસુરી સૃષ્ટિને નિયમમાં લાવે છે. આ ઉપરાંત "અવતાર"નો એક મહત્ત્વ હેતુ છે. પ્રભુ પોતાની કોટીમાંથી ઉતરી મનુષ્ય કોટીમાં આવે છે, અને અર્જુનના અને તેથી કરીને સમસ્ત મનુષ્ય જાતના મિત્ર અને ગુરૂ રૂપે મનુષ્યત્ત્વમાંથી દેવત્ત્વ પ્રગટે તે બતાવે છે—મનુષ્ય કોટીમાંથી ઈશ્વિર કોટીમાં શી રીતે જવાય તે માર્ગ જણાવે છે. આજ પ્રભુના સ્વરૂપને શ્રીકૃષ્ણ કહે છે. શ્રી ગોપાલતાપની ચોપનિષદ્ પણ શ્રીકૃષ્ણ શબ્દને સત્તાવાચક અને આનંદવાચક જણાવે છે. શ્રીકૃષ્ણ સાક્ષાત્ પૂર્ણાવતાર છે એમ ભક્તોનું મંતવ્ય છે, પણ તેને માટે ભલભલા માણસોએ વણસમજ્યે કુતર્ક કર્યા છે. એક દેવ શ્રીકૃષ્ણજ આપણા ભક્તિમાર્ગમાં ભજનીય છે અને શ્રીમદ્ ભગવદ્ગીતાના વાકયોથી તેમના સ્વરૂપની અન્વેષણા કરાય છે, કે જેથી સંભ્રમ દૂર થાય.

મનુષ્યોની ભિન્ન ભિન્ન પ્રકૃતિને લીધે તેમની શ્રદ્ધામાં પણ ભિન્નતા જોવામાં આવે છે; અને "જેની જેવી શ્રદ્ધા તેવો તે પુરૂષ" એવો બ્રહ્મવાદનો ઉદ્ઘોષ છે. આથી પ્રકૃતિના ગુણ પરત્વે શ્રદ્ધાના પણ ત્રણ ભેદ જોવામાં આવે છે અને તેથી તેઓ ત્રણ પ્રકારના ઉપાસ્યોને ભજે છે. સાત્વિક પુરૂષો દેવોને, રાજસિક યક્ષો અને રાક્ષસોને, અને બીજા તામસિક જનો પ્રેત અને ભૂત ગણોને ભજે છે. (ગી. અ.

૧૭. ૩. ૪.) આ પ્રમાણે મનુષ્યો સ્વભાવ પ્રમાણે અનેક દેવો જેવા કે ઇંદ્રાદિકને પોતાના ઇચ્છિત વિષયોને પૂર્ણ કરવા ભજે છે; જેવા કે વિદ્યા, આબાદી, દુઃખમુક્તિ વગેરે અને આ દેવો ભકતોની વાંચ્છના પૂરી કરે છે. આવી પૂજાને ઉપાસના કહેવામાં આવે છે; અને આ જાતની જે ભક્તિ છે તે ગૌણ કે અપરા ભક્તિ કહેવાય છે. પહેલા પ્રકારની ભક્તિથી મુક્તિ અને આત્મસંતોષ મળતાં નથી, જ્યારે બીજાથી તો બંને સિદ્ધ થાય છે. ( ના. સૂ. ૬૦ ) આથી એમ ફલિત થાય છે કે પૂર્ણશ્રદ્ધાથી ( સર્વભાવથી ) ચિંતા વિના સર્વદા ભગવાનને ભજવા જોઇએ ( ના. સૂ. ૭૯ ). આવાજ રૂપમાં વલ્લભ કહે છે કે ' સર્વદા સર્વભાવથી વ્રજાધિપનું સેવન કરવું ', કારણ કે તેના કીર્તનથી શીઘ્રજ આવિર્ભાવ પામે છે, અને ભકતોને અનુભવ કરાવે છે. (ના. સૂ. ૮૦). આ પ્રમાણે ભક્તિનો મુખ્ય વિષય ભજનીય વ્રજાધિપ કે ઇશ્વર છે ( ના. સૂ. ૨.; શાં. સૂ. ૨ ) કે જે સર્વ પ્રાણી માત્રના ઉત્પાદક છે, જેમાં સર્વ પ્રાણી ઉત્પન્ન થઈ જીવે છે અને જેમાં સર્વનો લય થાય છે. ( તૈ. ઉ. ૩. ૧. ૧. ) હવે પ્રશ્ન એવો ઉભો થાય છે કે આવા વ્યાપક બ્રહ્મની ભક્તિ શી રીતે થઇ શકે. આના પ્રત્યુત્તરમાં શાંડિલ્યમુનિ કહે છે કે આ અખિલ જગત્ ભજનીયથી ભિન્ન નથી, કારણ કે સર્વનું અંતિમ સ્વરૂપ તેજ છે ( સૂ. ૮૫ ) અહીં ફક્ત સર્વેશ્વરવાદ છે એમ સમજવું

નહિ, પણ પરમ તત્ત્વ વિશ્વમાં આવિર્ભાવ પામવાથી વિશ્વથી દર્શાવાતા સર્વ પદાર્થોમાં છે, કારણ કે શ્રીકૃષ્ણજી કહે છે કે હું આ આખા જગતને મારા **એક અંશથી** ધારણ કરી રહ્યો છું. (ભ. ગી. ૧૦. ૪૨). પણ સૌથી સરસમાં સરસ રીત તો એ છે કે તેના અવતારોની ભક્તિ કરવી. ( શાં. સૂ. ૪૬ ). ભગવાનનો અવતાર મનુષ્યોની વચમાં થઇ શકે છે કારણ કે શ્રીકૃષ્ણજી કહે છે કે હું મારી દિવ્ય માયા શક્તિથી ભૂતલપર અવતરૂં છું. ( અ. ૪. ૬ ) તેમનો જન્મ એક દૈવી બનાવ છે, કારણ કે તે તેમની દિવ્યમાયા શક્તિપર આધાર રાખે છે. શ્રીકૃષ્ણ પોતેજ સ્વમુખે પોતાના સ્વરૂપનું વર્ણન કરે છે કે ' મારાં જન્મ અને કર્મ દિવ્ય છે ' ( અ. ૪. ૯), અને તેમના અવતારનું પ્રયોજન તેમનાજ શબ્દોમાં નીચે પ્રમાણે છે. જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે. અને અધર્મનો અભ્યુદય થાય છે ત્યારે સાધુ પુરૂષોના રક્ષણ માટે હું યુગે યુગે અવતાર લઉં છું. ( અ. ૪. ૭. ૮. ) આ પ્રમાણે જ્યારે દુષ્ટજનો પૃથ્વી ઉપર ત્રાસ વર્તાવે છે ત્યારે પ્રભુ કરૂણાની મૂર્તિ હોવાથી શુદ્ધ નિરપેક્ષ દયાની ખાતર તે પ્રભુ અવતાર લે છે. શાંડિલ્યમુનિ પણ તેજ વાતનું સમર્થન “ તેમનું કારૂણ્યજ મુખ્ય છે ” એ સૂત્ર (૮૪) થી કરે છે. પણ વિભૂતિઓ અને અવતારો એક નથી; અને તેથી તેમને અવતારોથી જુદી પાડવી જોઇએ.

બધીજ જાતની ઉત્તમત્તાઓ જેમકે સત્ય, સૌન્દર્ય, પ્રેમ, સત્તા, મહત્તા વિગેરેની જ્યાં જ્યાં જોવામાં આવે તે બધી તેની વિભૂતિઓ છે. અને તેમનું વર્ણન ગીતાજીમાં ( અ. ૧૦. ૧૯—૪૨ ) કરવામાં આવ્યું છે. પણ આ વિભૂતિઓના સેવનથી મુક્તિ મળતી નથી કારણ કે મુક્તિ તો પ્રભુની પરમ ભક્તિથીજ મળે છે. શાંડિલ્યાચાર્ય પણ બે સૂત્રોથી " પ્રાણીપણાને લીધે વિભૂતિઓમાં નહિ, અને દ્યૂત તથા રાજાના સેવનના પ્રતિષેધથી " ( સૂ. ૫૦. ૫૧ ). તેજ વાત જણાવે છે. વિશેષમાં વાસુદેવ પણ વિભૂતિ હોવાથી તેની પૂજા કરવી યોગ્ય નથી કારણ કે " હું વૃષ્ણિઓમાં વાસુદેવ છું " ( ભ. ગી. ૧૦. ૩૭. ) એમ શ્રીકૃષ્ણજ કહે છે. શાંડિલ્યમુની તે શંકા પોતાના પરમા સૂત્રમાં ઉપાડે છે અને નિરાકરણ કરે છે કે તેવો પ્રશ્ન વાસુદેવના સંબંધમાં ઉભો થઇ શકે નહિ, કારણ કે શ્રીકૃષ્ણજ કહે છે કે તે તો મારૂં રૂપ છે. આ ઉપરાંત વિષ્ણુ પુરાણમાં (૪. ૪. ૨) પરાશર મુનિ કહે છે કે " મનુષ્યો યદુવંશનો ઇતિહાસ જાણવાથી સર્વપાપથી મુક્ત થાય છે, કારણ કે તેજ વંશમાં મનુષ્યરૂપે અને શ્રીકૃષ્ણના નામથી પરબ્રહ્મ અવતર્યા છે. " વિશેષમાં નારાયણોપનિષદ્ ( અ. ૬. શ્લો. ૯ ) કહે છે કે " દેવકીપુત્ર વિષ્ણુ છે, મધુસૂદન બ્રહ્મ છે. " માર્કેન્ડમુનિ યુધિષ્ઠિરને યુગને અંતે પોતે જે જોયું હતું તે યાદ લાવીને કહે છે કે " મેં એજ કમલનયન પ્રભુને

પહેલાં જોયા છે કે જે પુરૂષોત્તમ છે અને તમારા રક્ષક તથા મિત્ર છે " ( મ૦ વ. અ. ૧૮૯ શ્લો. ૧૩૦૨ ) અને તેમની વિભૂતિમાં ગણુના કરાયી છે તે તેમની શ્રેષ્ઠતા બતાવવા માટે છે. આ પ્રમાણે અવતારોનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. કે અવતારો ઘણા હોવાથી કયો શ્રેષ્ઠ છે. ભક્તની દૃષ્ટિમાં કોઇપણ ઇષ્ટાવતાર પૂર્ણાવતાર અને પુરૂષોત્તમ છે, કારણ કે તે તો તેના ઇષ્ટને સંપૂર્ણજ જુવે છે. તે ભાવસૃષ્ટિનો નિમાયક છે. મોક્ષ એટલે સંપૂર્ણતા, અનંતતા અને તેથી સાધ્ય ભજનીય કોઇપણ પ્રકારે ઉણપવાળો હોઇ શકે નહિ. શંકરાચાર્ય અને આનંદગિરિ શ્રી કૃષ્ણને પુરૂષોત્તમનો અંશાવતાર માને છે ( જુવો ભ. ગી. ૪. ૬ ના ઉપરનું તેમનું ભાષ્ય ) અને સ્વેચ્છાથી ઉત્પન્ન કરેલું માયાવી સ્વરૂપ ગણે છે. આ સ્થળે જણાવવું જોઇએ કે શંકરાચાર્ય ગીતાજીનો ખોટો અર્થ કરે છે કારણ કે ગીતાકારજ શ્રીકૃષ્ણને પુરૂષોત્તમ જાણે છે. "મૂર્ખ માણસો, હું ભુતોનો મહેશ્વર છું એવો પર ( મહાન્ ) ભાવ નહિ જાણવાને લીધે, મને મનુષ્યદેહધારી ગણી, મારી અવગણુના કરે છે" ( ભ. થી. ૯. ૧૧ ) આગળ પ્રભુનેજ લાગુ પડે એવાં સર્વ ઐશ્વર્યનું વર્ણન તેમને વિશે કરાયું છે. ( ૧૦. ૧-૧૧ ) અર્જુનનાં વચનો પણ તેજ વસ્તુ સિદ્ધ કરે છે ( ૧૦. ૧૨-૧૫ ) તેથી પણ આગળ શ્રીકૃષ્ણ સ્વમુખથીજ કહે છે કે " ક્ષરથી અતીત અને અક્ષરથી

પણ ઉત્તમ હોવાને લીધે હું લોકમાં તેમજ વેદમાં પુરૂષોત્તમના નામથી પ્રખ્યાત છું." ( ૧૫-૧૮ ) ગોપાલ તાપનીયોપનિષદ્ કૃષ્ણ શબ્દની વ્યુત્પત્તિથી નીચેનો અર્થ બતાવી તેની બ્રહ્મવાચકતા સિદ્ધ કરે છે. "કૃષ્ સત્તાવાચક શબ્દ છે, અને ણ આનંદવાચક છે, અને તે બેના ઐકયથી કૃષ્ણ પરંબ્રહ્મ કહેવાય છે;" શ્રીમદ્ ભાગવત્કાર બરોબર ગીતાનો અનુવાદ કરે છે, અને કહે છે કે "આ અવતારો અંશ અને કલારૂપ છે; અને કૃષ્ણ તો પોતે ભગવાન્ છે" (સ્કં. ૧. અ. ૩. શ્લો. ૨૮ ) કૃષ્ણાવતારની સમસ્ત જીવનકળા દિવ્ય છે, છતાં પણ પૂર્ણ ઐશ્વર્યવાળી, આલ્હાદક અને સૌન્દર્ય મૂર્તિ રૂપ. શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થાની કળા તો અદ્‌ભુતજ છે. યશોદાને આનંદ આપનાર અને ગોપીજનનાં ચિત્ત હરનાર પ્રભુની તો બલિહારી છે. મનને આલ્હાદક ને ચિત્તને સ્થિર કરનાર તેજ સ્વરૂપ મનના નિરોધને માટે યોગ્ય છે, અને તેથીજ તે સ્વરૂપ વલ્લભને ગમ્યું અને તેનોજ ઉપદેશ આપ્યો. તે સ્વરૂપનું વર્ણન વલ્લભ માધુર્યની જવલંતમૂર્તિ રૂપે કરે છે. ( જુવો. મધુરાષ્ટક. ) યોગીઓ ધ્યાન માટે એવીજ મૂર્તિ પસંદ કરે, કે જેથી મનના રોગ દૂર થઈ, ચિત્ત, તાપ શમે અને પ્રભુમય જીવનમાં તદ્રૂપતા મેળવવા ભાગ્યશાળી થાય. તેમાં તન્મય થવાથી પ્રભુના સંદેશા અને આંદોલનો મેળવવા યોગીજનો ભાગ્યશાળી થાય છે. નિર્ગુણ ભક્તિની દૃષ્ટિથી જે સ્વરૂપનું

સેવન કરવું જોઇએ તે તો તેજ. પણ મનુષ્યો ઘણું ખરૂં સકામ સેવા કરનારા હોવાથી અન્ય દેવોનું સેવન કરી તેનાંજ નીમેલાં મર્યાદિત ફળ ટુંક સમયમાં મેળવે છે. ખરી રીતે તો તેઓ અજ્ઞાની છે કારણકે તેઓ અણસમજે ભગવાનનેજ મર્યાદિત રૂપે ભજે છે, અને મર્યાદિત ફળ ભોગવે છે. ભક્તિની દૃષ્ટિથી ઇશ્વરનો વિચાર થયો. (અનેક મતવાદીઓ ઇશ્વરના અસ્તિત્વ કે નાસ્તિત્ત્વ સંબંધી વિચાર કર્યો છે. જૈનો અને બૌદ્ધો નિરીશ્વરવાદી છે. જૈનોએ સિદ્ધ કર્યું છે કે મનુષ્ય કોઇપણ પ્રકારનો ઇશ્વર ધારે, છતાં પણ તે બુદ્ધિથી સિદ્ધ થઇ શકતો નથી. બૌદ્ધો અને જૈનો મુખ્યત્વે વ્યક્તિની નીતિ પર આધાર રાખતા ધર્મો હોવાથી તેના સંબંધી પૂરતો વિચાર ચલાવતા નથી, પણ સાંખ્યોની માફકજ પોતાની દૃષ્ટિના મુકત આત્માને આદર્શ તરીકે ધરે છે એટલે બુદ્ધ કે જીન તેમનો ઇશ્વર બને છે. નૈયાયિકો ઇશ્વરને માને છે પણ તે ઈશ્વિર ફક્ત નિમિત્ત કારણ બનતો હોવાથી વૈષમ્યનૈઘૃણ્ય દોષને પાત્ર થાય છે મીમાંસકો કર્મનેજ માને છે અને ઈશ્વિર જેવા તત્ત્વને કબુલતા નથી.કર્મ કે યજ્ઞથી મોક્ષ મળે છે એવી તેમની માન્યતા છે. જૈનો અને બૌદ્ધો મુક્તિ માટે નૈતિક કર્મનો સ્વીકાર કરે છે. શંકરાચાર્ય ઇશ્વરની સત્તા વ્યાવહારિક દૃષ્ટિથી કબુલે છે પણ પારમાર્થિક તે સત્ય નથી અને તેથી તેમનો ઇશ્વર સંબંધીનો વિચાર બૌદ્ધો, જૈનો કે સાંખ્યોનેજ

મળતો આવે છે; અને આજ વાત પ્રો. મ. ન. દ્વિવેદીએ પોતાના માણ્ડૂક્યોપનિષદ્‌ની પ્રસ્તાવનામાં કબુલેલી છે. વલ્લભ શુદ્ધ બ્રહ્મવાદી હોવાથી વેદના પૂર્વકાંડમાં ભગવાનના ક્રિયાત્મક સ્વરૂપનું, ઉત્તરકાંડમાં જ્ઞાનાત્મક સ્વરૂપનું અને શ્રી ભાગવતમાં સમુદાય અને લીલાત્મક સ્વરૂપથી વર્ણન કરાયલું છે. ( ત. નિ. ૧. ૧૧ ) બુદ્ધિથી ઇશ્વરનું અસ્તિત્ત્વ કે નાસ્તિત્ત્વ સિદ્ધ થઇ શકતું નથી. ગ્રંથ વિસ્તારના ભયથી પૂર્વપક્ષ કે ઉત્તરપક્ષના રદીયા આપવા અમે નિરર્થક માન્યા છે છતાં પણ વિચારકોએ એટલું તો અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ કે બુદ્ધિ કે વિચારગમ્ય સર્વ વસ્તુઓ નથી અને તેથી અતિભૌતિક વિષયોમાં ગમે તેમ મનોરથો દોડવવા નહિ, પણ કેટલુંક ભાવગમ્ય હોવાથી શ્રદ્ધા રાખી ધાર્મિક જીવનમાં પ્રવેશ કરવો અને ત્યારે આપો આપજ જણાશે કે કહ્યા પ્રમાણેજ કંઇક છે. આકાશની અનંતતા અને હૃદયની અનંત ગંભીરતા જણાવે છે કે એવી કોઈ સત્તા છે કે જેનાથી આ વિશ્વ ચાલે છે. )

### મ ફલ વિચાર કે મોક્ષ વિચાર.

પ્રભુએ આ વિશ્વની એવી સરસ નૈતિક રચના કરી છે કે દરેક માણસ પોતપોતની ભાવના પ્રમાણે કાર્ય કર્યા જાય તો જોને અવશ્ય તેની ભાવના પ્રમાણે ફલ મળ્યાજ જાય. તેનો કેટલોક વિચાર આગળ થઇ ગયો છે. જ્ઞાનથી મોક્ષ થાય છે એવી વૈશેષિકો, સાંખ્યો અને વેદાન્તીઓની

ભાવના છે. ન્યાયશાસ્ત્રથી ફલિત થતા પ્રમાણોથી જે તત્ત્વોનું જ્ઞાન થાય, અને તેથી તે પોતાનો મોક્ષ સાધી શકે છે એવું પરમાણુવાદીઓનું મંતવ્ય છે. પુરૂષ અને પ્રકૃતિના વિવેકથી મોક્ષ મળે છે કે સ્વરૂપાવસ્થા થાય છે એમ સાંખ્યો માને છે. યોગીઓ તેથી એક પગલું આગળ ભરે છે. તેઓ માને છે કે સ્વરૂપનિષ્ટ અવસ્થા ફક્ત એક વારના વિવેકથી હંમેશ રહેતી નથી અને તેથી સતત અભ્યાસ કે 'યોગાભ્યાસ'ની જરૂર રહે છે અને તેથીજ સ્વરૂપાનુસંધાન દ્વારા કેવલ પુરૂષની અવસ્થામાં કે મોક્ષ સ્થિતિમાં રહેવાય છે એમ સેશ્વર સાંખ્યો કે યોગીઓનું માનવું છે કેવલાદ્વૈતીઓ કે માયાવાદી વેદાન્તીઓની એવી માન્યતા છે કે "બ્રહ્મજ્ઞાન"થી મોક્ષ થાય છે; અને તે માટે માયા અને તેના રૂપોનો ત્યાગ કરી આત્મા એજ પરમાત્મા છે એવા સ્થિર જ્ઞાનની જરૂર છે. કેવલાદ્વૈતી મોક્ષ સાંખ્યોની કેવલ પુરૂષની સ્થિતિ કે જૈનોના 'કેવલી'ની સ્થિતિને મળતો આવતો છે તેમાં ઝાઝો તફાવત હોય એમ જણાતું નથી. અનેક પુરૂષો તે વખતે હોઇ શકે નહિ એટલોજ ભેદ કેવલાદ્વૈતીઓ તે સ્થિતિમાં સ્વિકારે છે.

'ગુણ' પ્રમાણે કર્મ કરાય છે અને તે પ્રમાણે ફલ મળે છે. એવું ઘણા તત્ત્વજ્ઞાનીઓ માને છે. સાંખ્યોએ તેમાં પહેલ કરેલી હોય એમ જણાય છે. ગીતાકારે પણ ફલનું વર્ણન તે પ્રમાણેજ કર્યું છે. ભાગવતકારે પણ તેનેજ અનુ-

મોદન આપ્યું છે. શ્રીમદ્ વલ્લભાચાર્યે પણ તેનોજ આશ્રય લીધેલો છે. આગળ કહેવાઇ ગયું તે પ્રમાણે તેમણે ત્રણ પ્રકારના મુખ્ય જીવભેદ સ્વીકાર્યા છે. પહેલા પ્રકારના જીવો સંસારમાં ભ્રમણજ કર્યા કરે છે. પ્રાણીમાત્ર સત્વ, રજસ્ અને તમસ્નો બનેલો છે, અને તેથી જે પ્રમાણમાં જે ગુણનો ઉત્કર્ષ થયેલો હોય તેજ પ્રમાણમાં તેને ફળ મળે છે અને તેવા ફળને પ્રાપ્ત થાય તેવા લોકમાં જીવ જાય છે; અને યથા–યોગ્ય સુખ કે દુઃખનો ભોકતા સ્વર્ગ કે નરકમાં થાય છે. “ અયથાજ્ઞાનથી કર્મ કરનારના ત્રણ પ્રકાર ગણાય છે, અને સાત્વિકાદિ વિભેદથી પણ તેમના ત્રણ પ્રકાર થાય છે. બરાબર શ્રુતિને તાબે થઇ સાત્વિક કર્મ કરનારા સાત્વિક જનોને વિમાન અને સ્ત્રીઓથી આચ્છાદિત સ્વર્ગલોક સિદ્ધ થાય છે; પણ પછીથી પુણ્યના તિરોધાને નીચે મસ્તકે પડે છે અને બાકીના પુણ્યના સંગ્રહના લીધે સમીચીન કે સદ્ગુણી લોકોને ત્યાં જન્મે છે. રાજસકર્મ કરનારા મેરૂવિગેરેના સુખ ભોગવનારા થાય છે, તામસ કર્મ કરનારા પાતાલમાં સુખ જેમ ભોગવે છે. રાજસ પુરૂષો સાત્વિક કરનારા દૈત્ય સ્વર્ગમાં જન્મે છે, રાજસકર્મ કરતાં ચંદ્રલોકમાં સુખી થાય છે, (અને) વૃષ્ટિદ્વારથી અન્નરૂપ રેત બનીને જન્મ પામે છે, ને તામસ કર્મ કરનારા યક્ષલોકમાં સુખી થાય છે. તામસ જનો સાત્વિક કર્મો કરવાથી પિતૃલોકમાં મહાન બને છે, રાજસ-

કર્મ કરનારા ભૂતાદિનું સુખ મેળવે છે, અને તામસ કર્મ કરનારા સર્પાદિના સુખના ભાગીયા બને છે. આ પ્રમાણે સર્વની પુનરાવૃત્તિ છે, અને કર્મ છે અને તેથી ફરીથી જન્મે છે. એ પ્રમાણે 'ત્રયીધર્મ'ને માનનારાનું જવું આવવું થાય છે" ( ત. નિ. ૨. ૨૫૭–૨૬૪ ) વૈદિક કે પૌરાણિક રીતિથી જે જનો ઉપાસના કરે છે, તેમની સાયુજ્ય સિદ્ધિ દેહના અંત પછીથી ઉપાસ્યોની સાથે થાય છે. ( ત. નિ. ૨. ૨૬૫–૨૬૭ ). બીજા પ્રકારના જીવો મર્યાદા જીવો છે. પ્રભુ તેમનો અંગીકાર કર્મ, જ્ઞાન કે ભક્તિથી કરે છે. ( સકામ કર્મના ફળનો વિચાર થઈ ગયો છે. ) તેવા જનોની ગતિ બ્રહ્મલોક કે પ્રજાપતિલોક સુધી હોય છે તેથી આગળ તેમની સ્થિતિ નથી. પુણ્યના ક્ષય પછીથી ત્યાંથી મૃત્યુલોકમાં આવે છે. નિષ્કામ કર્મીઓ "સ્વર્ગ"માં જાય છે કે જ્યાંથી તેઓ પાછા વળતા નથી. જ્ઞાનીઓ અક્ષરબ્રહ્મમાં લય પામે છે જ્યારે મર્યાદા ભક્તો બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યા પછીથી, ભક્તિમાં તલ્લીન બને છે અને મરણ પછીથી બ્રહ્મભાવને પામે છે. આ બધાંનો મોક્ષ **ક્રમથી** થાય છે.

મરણ વખતે વાણીનો લય મનમાં થાય છે. ત્યાર પછીથી બધી ઇંદ્રિયોથી યુક્ત મન પ્રાણને પ્રાપ્ત કરે છે. ત્યારે આવિર્ભાવ પામેલ ભગવાનને તે પામે છે. તેની ઇંદ્રિયો પણ ભગવાનમાં લીન થાય છે. ભગવદ્ લીલામાં પ્રવેશ તેવા જીવનો થાય છે. આના પ્રાણ બહાર જતા નથી તે બતાવે છે કે શુદ્ધ પુષ્ટિ જીવ

સદ્યો મુક્તિ મેળવે છે. (બ્ર. સૂ. ૪. ૨. ૧–૪). આવા પુષ્ટિ જીવનાં સત્ કર્મોનું ફળ તેના મિત્રોને મળે છે; દુષ્ટકર્મોનું ફળ શત્રુઓને મળે છે, જ્યારે સંચિત અને ક્રિયમાણ કર્મોનું પરિણામ ફલિત થતું નથી; કારણ કે પ્રભુની કૃપાથી તે બળી જાય છે. જ્ઞાનીની બાબતમાં તેમનો નાશ બ્રહ્મજ્ઞાનથી થાય છે. પ્રવાહી અને મર્યાદા જીવોનું ઉત્ક્રમણ થાય છે. પહેલા પ્રકારના જીવો શત નાડીમાંથી કોઇ પણ એક દ્વારા દેહોત્સર્ગ કરે છે અને યોગ્ય લોકમાં જાય છે; બીજા પ્રકારના જીવો "એકસો એકમી" નાડીદ્વારા દેહનો ત્યાગ કરે છે. વિદ્યાના બલથી પ્રભુના અનુગ્રહરૂપ સ્મૃતિથી એકસો એકમી નાડી સુષુમ્ણાથી બહાર નીકળી રશ્મિદ્વારા ઉર્ધ્વ ગમન કરે છે. બ્રહ્મજ્ઞાનીને યોગીઓની માફક કાલનો પ્રતિવાય નડતો નથી. તે અર્ચિમાર્ગથી જુદા જુદા લોકો જેવા કે માસ, સંવત્સર, આદિત્ય, વાયુ, ચંદ્રમસ, તડિત્ લોકોમાં થઇને જાય છે. તડિત્ લોકથી તેને એક "અમાનવ પુરૂષ" વરૂણલોક, ઇંદ્રલોકમાં થઇને પ્રજાપતિ લોકમાં લઈ જાય છે. (બ્ર. સૂ. ૪. ૩. ૧–૫) આ પ્રમાણે મર્યાદા જીવ દેવમાર્ગે થઇને બ્રહ્મલોકમાં જાય છે. આ બ્રહ્મલોકને બાદરી કાર્યબ્રહ્મ ગણે છે, જૈમિનિ પરબ્રહ્મ ગણે છે, અને બાદરાયણ જૈમિનિને અનુસરે છે, કારણ કે "બ્રહ્મવિદ્ પરને પામે છે" એમ શ્રુતિ કહે છે. (બ્ર. સૂ. ૪. ૩. ૮–૧૭) ત્યાં તે બ્રહ્મ સ્વરૂપજ બની રહે છે અથવા તો તેનામાં "આનંદ"નો

આવિર્ભાવ થાય છે. તે બ્રહ્મભાવને પામે છે એટલે કે વિશ્વ-કૃતિ સિવાયનાં સર્વ ઐશ્વર્યોનો તે અધિષ્ઠાતા બને છે. સિદ્ધ સ્થિતિમાં જીવને સચ્ચિદાનંદાત્મક શરીર છે અને તે બાબતમાં બાદરાયણ "અલૌકિક" શરીર છે એમ કહી જૈમિનિનુંજ અનુકરણ કરે છે. વલ્લભ બાદરાયણના અનુયાયી હોવાથી તે પણ તેવાજ શરીરનો સ્વીકાર કરે છે. ઔડુલોમિ મોક્ષદશામાં જીવનું સ્વરૂપ ચિતિરૂપજ ગણે છે; અને બાદરિ તે અવસ્થામાં દેહાભાવ માને છે. આ પ્રમાણે બ્રહ્મસૂત્રોમાં જીવની અંતિમ સ્થિતિ ઉપર બે ભેદ પડે છે. એક તરફ બાદરાયણ અને જૈમિનિ, બીજી તરફ ઔડુલોમિ અને બાદરી. પહેલા મતના અનુયાયી વલ્લભ અને બીજાના શંકર ગણી શકાય. એ બે પ્રકારની અંતિમ સ્થિતિની માન્યતાઓમાં ઉત્તમ કઇ એવો પ્રશ્ન થાય તો તેના જવાબમાં જણાવવાનું કે અમારા મત પ્રમાણે પહેલી સારી છે. ભક્તો પ્રભુ લીલાના આસ્વાદી બને છે જ્યારે જ્ઞાનીઓ વિલીન દશા ભોગવે છે. પહેલામાં ઇશ્વર જીવનું પૃથકત્વ કંઇક અંશે રહે છે પણ આનંદમાં લીન થવાથી દ્વૈત રહેતું નથી એટલુંજ નહિ પણ અદ્વૈતાનંદ ભોગવે છે. બીજામાં એકરસ થઇ જવાથી એકતા સિદ્ધ થાય છે. પહેલામાં સ્વરૂપનો નાશ થતો નથીએટલુંજ નહિ પણ અલૌકિક બ્રહ્માનંદમાં ઝૂલે છે જ્યારે બીજામાં તદ્દન વ્યક્તિત્વનો નાશ થવાથી અને એકરૂપતાને લીધે તે આનંદથી સ્થિતિ છે કે

દુઃખગલિતત્ત્વની સ્થિતિ છે તે કહેવાવું મુશ્કેલ છે. પહેલી સ્થિતિ સાકરના સ્વાદના આનંદમાં તલ્લીન થતા મનુષ્યના આનંદ જેવી કેટલેક અંશે છે, જ્યારે બીજી મીઠાના ગાંગડાની સમુદ્રવિલીન દશા જેવી છે. તે આનંદની સીમા કાઢી શકાય એવી નહિ હોવાથી તે પહેલી દશાનું માપ કાઢી શકાય નહિ. ખરી રીતે તો તે ભાવ દશા છે. 'રસો વૈ રસઃ' નો આનંદ મૂગાના આસ્વાદન જેવી હોવાથી તે બતાવવાને મૂકભાવજ ગ્રહણ કરવો જોઇએ.

### ૫ જગદ્‌વિચાર.

પ્રત્યક્ષ પ્રમાણનેજ માનનાર ચાર્વાકો ચારજ અંતિમ તત્ત્વો માને છે અને તેનાથી પર કશું છે નહિ એમ માને છે. આમ હોવાથી જગત્ પણ તે ચારજ મહાભૂતોનું બનેલું છે; કારણ કે તે ચાર સિવાય કશું પ્રત્યક્ષ માલૂમ પડતું નથી. જો આ વાતનો સ્વીકાર કરવામાં આવે તો સર્વ આદર્શવાદોનો નિરાસ થાય એટલુંજ નહિ પણ વિશ્વમાં જે કંઈક બૌદ્ધિક અને નૈયમિક રચનાઓ જોઇએ છીએ તેની સમજુતી મળી શકે નહિ. વિચારની પ્રથમદશા આ ભૌતિકવાદ જણાવે છે. આનાથી આગળ વધેલા વૈશેષિકો અને નૈયાયિકો છે. તેઓ પણ ભૌતિક પરમાણુવાદને કેટલેક અંશે માને છે. તેઓ નવ દ્રવ્યોને સ્વીકારે છે. તેમાં આકાશ, દિક અને કાલ એ ત્રણ દ્રવ્યો વસ્તુતાએ એક એકજ છે અને તેમનું જુદાપણું ઉપાધિ ભેદથી જણાય છે.

આ ઉપરાંત મન અને આત્માને પૃથક દ્રવ્યો તરીકે ગણાવ્યાં છે; તેથી વસ્તુતાએ જગત્ ચારજ મહાભૂતોના પરમાણુઓનુંજ કાર્ય જગત છે એટલે કે જગતનું ઉપાદન કહેલા પરમાણુઓ છે, પણ પરમાણુઓ જડરૂપ હોવાથી નૈયમિક કાર્ય બની શકે નહિ અને તેથી ઈશ્વર તેનું નિમિત્ત કારણ બને છે. આમ હોવાથી જગત્‌ની અંદર જે વિષમતા અને નિર્ઘૃણતા જોવામાં આવે છે તેનું કારણ પણ ઈશ્વરજ ગણાય અને તેમનો નિરાસ જ્યાં સુધી દ્વૈત છે ત્યાં સુધી બને નહિ. "પદાર્થો"ની જે કેટલીક પૃથક્ પૃથક્ ગણના કરવામાં આવેલી છે તે પણ મનઃકલ્પિત છે પણ વસ્તુતાએ સત્ય નથી જેમકે દ્રવ્ય અને તેના ગુણ કોઈપણ કાલે પૃથક્ જોવામાં આવતાં નથી આથી આ દર્શનોમાં પણ કેટલેક અંશે વિચાર પદ્ધતિની ન્યૂનતા જોવામાં આવે છે. વિજ્ઞાનનો નિયમ છે કે જ્યાં સુધી થોડા "પદાર્થો"થી વિશ્વની સમજુતી થતી હોય ત્યાં સુધી વધારેનું ગ્રહણ કરવું યોગ્ય નથી. આથી "આરંભવાદી"ઓનો નિરાસ થયો. આથી આગળ વધેલા પ્રકૃતિવાદી સાંખ્યો છે. જેવી રીતે વૈશેષિકો સામાન્યબુદ્ધિનો આશ્રય લઈ અણુવાદ મારફતે ભૌતિક વિશ્વને સમજાવે છે, તેજ પ્રમાણે સાંખ્યો સર્વભૌતિક તત્ત્વની નીચે એકજ મૂલ સૂક્ષ્મ દ્રવ્ય છે એમ કહે છે. તે ઇંદ્રિયપ્રત્યક્ષ નથી પણ તેના કાર્ય મારફતે પ્રત્યક્ષ થવાથી અનુમાનજન્ય છે એમ તેઓ કબુલે છે. "પ્રકૃતિ" શબ્દનો

પ્રયોગ ઉપનિષદોમાં છે. તેથી તેઓ પોતાનો પ્રકૃતિવાદ શ્રુતિમાં છે એમ કહે છે એટલુંજ નહિ પણ તેઓ તેજ વાદને સમર્થન કરે છે, અને તેનોજ ઉપદેશ આપે છે એવું મંતવ્ય એક વખતના સાંખ્યોનું હતું. આથીજ બ્રહ્મસૂત્ર-કાર કે બાદરાયણ વ્યાસ કે જે પ્રસિદ્ધ વેદાચાર્ય છે તેમના પ્રતિસ્પર્ધિઓ છે. બાદરાયણે સાંખ્યાચાર્યોના શ્રુતિના અર્થો-ને ખોટા પાડી તેમના સંબંધ પરત્વેના અર્થોને મીમાંસા દ્વારા સ્થિર કર્યા છે. સાંખ્યો ખરી રીતે તો બુદ્ધિવાદ પર આધાર રાખે છે અને તેમણે જે પ્રકૃતિ તત્ત્વ રજુ કર્યું છે તે તો વૈજ્ઞાનિક બુદ્ધિની હદ બતાવે છે. હાલના આધિ-ભૌતિક વિજ્ઞાનીઓ એટલે સુધી પહોંચ્યા છે. એકજ તત્ત્વ, પ્રકૃતિ, પોતાના ત્રણ ગુણો મારફતે વિશ્વરૂપ બનેલું છે. પ્રકૃતિ એવું તત્ત્વ છે કે જે તદ્દન જડ કે ચેતન કહિ શ-કાય નહિ, કારણકે મહત્ત્વાદિ ચેતનશીલ તત્ત્વોની ઉત્પાદક પ્રકૃતિ છે. સાંખ્યો પ્રકૃતિનું વર્ણન નીચેનાં લક્ષણોથી કરે છેઃ તે પ્રકૃતિને "ત્રિગુણ, અવિવેકી, વિષય, સામાન્ય, અ-ચેતન, પ્રસવધર્મી અને વ્યકત" થવાની શકિતવાળી ગણે છે. (સાં–કા.) આથી સાંખ્યો પ્રકૃતિને જડ ગણે છે. તેઓ બુદ્ધિની શકિતઓ–"ધર્મ, જ્ઞાન, વિરાગ, ઐશ્વર્ય" જણાવે છે અને તે સાત્ત્વિક છે આથી તે સામાન્ય જડ તત્ત્વ નથી કારણકે 'જ્ઞાન' જેવી શક્તિ જડમાં સંભવે નહિ. વિશે-ષમાં ચોવીશ તત્ત્વવાળા સાંખ્યમાં ચૈતન્યનો ઉદ્ભવ પ્રકૃ-

તિમાંથીજ બતાવવામાં આવે છે. એકજ તત્ત્વથી સૃષ્ટિના પ્રશ્નોનો ઉકેલ કરવામાં સાંખ્યોએ અદ્ભુત ચાતુર્ય બતાવ્યું છે. જડ, ચેતનના ભેદ ત્યાં નાબુદ થતા હોય એમ જણાય છે. ખરી રીતે તો વિશ્વને આધિભૌતિક દૃષ્ટિથી સાંખ્યો જુવે છે. વેદાન્તીઓ બ્રહ્મવાદને આગળ ધરે છે. તેઓ અંતિમ તત્ત્વ આનંદાત્મક ચૈતન્યને ગણે છે. તેઓ આધ્યાત્મિક દૃષ્ટિથી વિશ્વને જુવે છે. માયાવાદી વેદાન્તીઓ "આ સર્વબ્રહ્મ છે" એમ શ્રુતિ અનુસાર કબુલે છે, પણ આ દ્વૈત પ્રપંચ શી રીતે ઉભો થયો તેનો જવાબ "અનિર્વાચ્ય"થી આપે છે એટલે કે વાણીથી કહી કે સમજાવી શકાય તેમ નથી. વ્યવહાર દૃષ્ટિથી તે "માયાપરિણામવાદ" સ્વીકારે છે, બીજી રીતે કહીએ તો તેઓ જગતને "માયા સબલેશ્વર"ની કૃતિ ગણે છે. વલ્લભના સૃષ્ટિ વિષેના વિચારોનો ટુંક ઉદ્બોધ તત્ત્વવિચારમાં કરી દીધેલો છે. બ્રહ્મસૂત્ર ઉપરના અણુભાષ્યમાં તેઓશ્રી સ્પષ્ટ રીતે બ્રહ્મપરિણામવાદનો સ્વીકાર કરે છે અને બ્રહ્મલીલા તેજ જગત્ ગણે છે. જગત્ તે બ્રહ્મનું આધિભૌતિક સ્વરૂપજ છે. "અદ્ભુતકર્મા કૃષ્ણ નામ અને રૂપના વિભેદથી જગત્ (રૂપે) ક્રીડા કરે છે." (ત. નિ. ૧. ૧.)

# (૫) ખ્યાતિવાદ વિચાર.

સૃષ્ટિકાલમાં જીવ, જગત્ અને ઈશ્વરના ભેદ સ્વીકારાયલા છે. બહુત્વની ઇચ્છામાં પ્રવિષ્ટ થયેલુંજ બ્રહ્મ, **સ્વ-મર્યાદિત** થવાથીજ જગતને પોતાના આધિભૌતિક સ્વરૂપે ખડું કરે છે; અને આવી સ્થિતિમાં રહેલું બ્રહ્મ કંઇક અંશે મર્યાદિત થવાથી કંઇક અંશે તિરોહિતાનંદ બને છે અને આવી સ્થિતિમાં ( એટલે કે સૃષ્ટિચ્છાને વશ થયેલો હરિ ) રહેલો હરિ બ્રહ્મ, કૂટસ્થ, અવ્યક્તાદિ શબ્દોથી હંમેશાં બોલાય છે. (ત. નિ. ૨. ૧૦૦) આજ 'મુખ્ય જીવ'ને ઇશ્વરની સંજ્ઞા મળેછે. આથી જીવ, જગત્ અને ઇશ્વર બ્રહ્મનાંજ જુદાં સ્વરૂપો છે. બ્રહ્મ પોતેજ પોતાની માયાશક્તિથીજ વિદ્યા અને અવિદ્યા નામની બે શક્તિઓને ઉત્પન્ન કરે છે. તે જીવને દુઃખિત્વ અને અનીશતા પ્રાપ્ત કરાવે છે, અને આજ અવિદ્યા શક્તિથી જીવનો સંસાર ઉભો થાય છે. ( ત. નિ. ૧. ૩૧ અને ૨૩. ) આથી અવિદ્યાથી ઉત્પન્ન થયેલો સંસાર જ જીવના દુઃખનું કારણ બને છે; અને તે પ્રભુની શક્તિ હોવાથી પ્રભુજ જીવને સંસારમાંથી પોતાના અનુગ્રહ મારફતે મુક્ત કરે છે. આતો શુદ્ધ પુષ્ટિ રીત થઈ; પણ મર્યાદા માર્ગમાં જીવ જ્ઞાને કરીને પોતાનો મોક્ષ સાધી શકે છે અથવા તો સ્વરૂપજ્ઞાનને પ્રાપ્ત કરે છે. સંસારને મિથ્યા જાણી

તેમાંથી છુટવા માટે વિવેકની જરૂર છે; પણ સંસારની કયા-રથી ઉત્પત્તિ થઇ એ કહી શકાય નહિ; અને તેથી તેને અનાદિ ગણવો જોઇએ; પણ તેનો જ્ઞાનથી કે વિદ્યાથી નાશ થાય છે. આ હિસાબથી તે કલ્પિત સંસાર શાન્ત અનાદિ ગણી શકાય. તે સંસાર ભ્રમને દૂર કરવો એ વિદ્યાનું કામ છે. આ ભ્રમને સમજાવવા માટે જુદા જુદા મતવાદીઓએ પૃથક્ પૃથક્ પ્રયત્નો કર્યા છે અને તે સર્વ પોતાની દૃષ્ટિથી થયેલા છે, તે સિદ્ધાંતોમાં જેટલી ખામી હોય અથવા તો જે વાદનો સ્વીકાર કરાયો હોય તેટલા પૂરતું તેમાં સત્ય છે.

ભ્રમનું સામાન્ય દૃષ્ટાન્ત દોરડાનું સર્પરૂપે દેખાવું છે. દોરડું સર્પરૂપે કોઈક કોઇકવાર ભ્રમને લીધે માલમ પડે છે. તેને સમજાવનારો જૈન મત **સત્ખ્યાતિવાદ**થી ઓળ-ખાય છે. તે એમ માને છે કે દોરડાના રજકણોમાંજ સર્પનાં રજકણો આવેલાંજ છે અને એક અથવા બીજું રૂપ યોગ્ય સ્થિતિમાં માલમ પડે છે. આ વાદ સામાન્ય જ્ઞાનની દૃષ્ટિના પુરાવાઓથી અસત્ય જણાય છે. જ્યારે એક વસ્તુને આપણે જાણીએ છીએ ત્યારે તેને અવશ્ય આપણે બીજીથી જુદી પાડીએ છીએ, અને બીજી તે વસ્તુઓની જાતમાં તેને મૂકીએ છીએ. જે વખતે આપણે તેનો વિવેક કરીએ છીએ તેજ વખતે તેનો સ્વભાવ જોયા પ્રમાણેજ ગ્રહણ કરીએ છીએ. જ્યારે આપણે દોરડું જોઇએ છીએ ત્યારે તેને દોરડા તરીકે ગ્રહણ કરીએ છીએ; તેને ફૂલમાલા કે સર્પ તરીકે

ગ્રહણ કરતા નથી. તો પછી દોરડાના સ્વભાવમાં એવું શું છે કે જે સર્પરૂપે પ્રતીત થાય છે ? જો આપણે ઉપલો વાદ ગ્રહણ કરીએ તો સર્વજ્ઞાનની બાબતમાં આપણને નાસીપાસ થવું પડે અને જે આપણને ક્રમપૂર્વક પદ્ધતિસર અનુભવ મળે છે તે મળે નહિ.

બીજો મત સર્વજ્ઞાન અને અનુભવનું સંપૂર્ણ અસત્યપણું સ્વીકારે છે. અસત્યજ્ઞાનની નીચે કશું સત્યજ નથી. અનુભવ આત્માના જેવોજ અસત્ય છે. આ મત અસત્ખ્યાતિવાદથી ઓળખાય છે. કોઈ પણ માણસ તદ્દન નકાર તો ભણી શકેજ નહિ કારણ કે નકાર ભણનારની તો હયાતિ છેજ. આ ખ્યાતિવાદ અનુભવથી તદ્દન અસંબદ્ધ છે અને જ્ઞાનના અસત્ય સ્વરૂપ ઉપર તેનું મંડાણ હોય એમ જણાય છે.

ત્રીજી ખ્યાતિ તે વિજ્ઞાનવાદી બૌદ્ધોની છે અને તે આત્મખ્યાતિવાદ કહેવાય છે. આ મત એમ માને છે કે બધી વસ્તુઓ વાસનાના રૂપમાં વિષયીમાં પહેલેથી હોય છે અને તેનોજ વિસ્તાર બાહારની દુનીયામાં પદાર્થો રૂપે થાય છે. અહીં "આત્મા" સર્વ વિજ્ઞાન કે વિચારો છે, અને આત્મા પોતાથી અવરને ભ્રમને લીધે જુવે છે. આવો મત વિજ્ઞાનવાદીઓ કે યોગાચારવાદીઓનો છે; જ્યારે ઉપલો બીજો મત શૂન્યવાદીઓનો છે. બીજા કેટલાક બૌદ્ધો વસ્તુવાદીયો કે બહ્યાર્થવિજ્ઞાનવાદીઓ છે. તેઓ કહે છે કે

આપણે જે જોઈએ છીએ તે ફક્ત દશ્યંમાત્ર છે; અને તે મનથી ગ્રહણ કરાય છે. ખરી વસ્તુ તો ધ્યાનમાં આવતી નથી. આ પ્રમાણે બહ્યાર્થવિજ્ઞાનવાદીઓનો મત યોગાચારીઓથી વિરૂદ્ધ જાય છે એટલુંજ નહિ પણ જો જે આપણે જોઇએ છીએ તે ફક્ત પદાર્થોના પડછાયાજ હોય તો જોનાર પણ પડછાયા જેવોજ ગણાવો જોઇએ; અને તેથી આપણો પ્રવેશ. સંપૂર્ણ શૂન્યવાદમાંજ થાય ( આ સ્થળે કહેવું જોઇએ કે શૂન્યવાદીઓ વેદાન્તીઓથી ખોટા રૂપમાં જોવાયા છે. શૂન્યવાદીઓ બુદ્ધિથી કહેવાતાં સર્વ વિશેષણોનો નકાર ભણે છે; તેથી એમ સમજાતું નથી કે તેમનું ગ્રહણ કરેલું તત્ત્વ " શૂન્ય" પણ તદ્દન નકારાત્મક છે. તે તો બુદ્ધિના કોઇપણ વિશેષણથી અતીત છે. " તે છે નહિ અને **નથી** પણ નહિ. " એવી રીતે ગ્રહણ કરવું હોય તો ગ્રહણ કરાય. બાધ્વની માફક તેમાં ચૂપ રહેવાનો આશય હોય એમ જણાય છે; આમ હોવાથીજ જ્યારે તેઓ બોલવાનો પ્રયત્ન કરે છે ત્યારે વિચારકો તેમને એકદમ શાંત કરી દેછે. સમસ્ત વિચારશાસ્ત્ર અસ્તિત્ત્વ ઉપરજ આધાર રાખે છે. )

ચોથો મત સામાન્ય રીતે ગ્રહણ કરાય છે. તે કહે છે કે દોરડું બરોબર નહિ જોવાથી, આ અપૂર્ણદશ્ય, કંઇક મળતાવડાને લીધે, પહેલાં જોયેલા સર્પની યાદશક્તિને જાગ્રત કરી સતેજ કરે છે, અને આ જાગ્રત યાદશક્તિજ દોરડામાં સર્પ તરીકે પ્રતીત થાય છે. આ મત નૈયાયિકો

વૈશેષિકો અને યોગીઓનો છે અને તે વિપરીત કે અ-ન્યથા ખ્યાતિવાદથી મશહૂર છે. આ પણ બરાબર નથી. કારણ કે જો તેમ હોય તો યાદદાસ્ત સર્પના જેવડુંજ કદ આ રજ્જુમાં પ્રતીત થતા સર્પનું જણાવું જોઇએ પણ તેમ થતું નથી ઉલટું રજ્જુ પ્રતીત સર્પ રજ્જુ જેવડોજ માલમ પડે છે.

પાંચમો અખ્યાતિવાદ મીમાંસકોનો છે. તેઓની એવી માન્યતા છે કે સત્ય કે અસત્યવાન જ્ઞાનની જાતો છે અને તેઓ તેમ હોવાથી બંને સત્ય છે. રજ્જુ દૃશ્યસર્પના જેટ-લુંજ સત્ય છે કે સીધી દૃષ્ટિનો વિષય છે જ્યારે બીજો આડકતરી દૃષ્ટિ કે યાદશક્તિનો વિષય છે. આ વાદની ભૂલ એ છે કે તે સત્ય અને અસત્ય જ્ઞાનનો ભેદજ કાઢી નાંખે છે. વધારામાં 'આ સર્પ છે' એમ આપણે નિહાળીએ છીએ અને નહિ કે " આ દોરડું છે અને દોરડામાં પ્રતીત થતો સર્પ યાદદાસ્ત સર્પ છે. " આથી એમ સિદ્ધ કરી શકાય કે આપણું મન બે માનસિક વાક્યક્રિયાઓમાંથી પસાર થતું નથી પણ એકમાંથીજ–'આ સર્પ છે.' પસાર થાય છે. તેથી તેમાં થતા ભ્રમની સમજુતી બરાબર મળતી નથી.

આ ઉપરાંત શંકરાચાર્યજીનો જાણીતો અનિર્વચ-નીય ખ્યાતિવાદ છે. અને તેનો સિદ્ધાંત એવો છે કે આ ભ્રમનું કારણ કહી શકાય એમ નથી એટલે કે તે અનિ-

ર્વચનીય છે. તેનું કારણ આપણે જાણી શકતા નથી. આ સિદ્ધાંત બરાબર "માયામત"માંથી નીકળી આવે છે, ખરી રીતે તો તે બ્રહ્મસિવાય સર્વ કાંઇ "માયા" શબ્દના આશ્રય નીચે સર્વ કાંઇ અનિર્વચનીયજ ગણે છે; અને આથીજ તે ભ્રમ કેવી રીતે થયો તેને સમજાવવાને બદલે તેને દૂર ફેંકી દે છે. ખરી રીતે તો આ વાદ ગૌડપાદના અજાતિ-વાદમાંથી આપો આપ નીકળી આવે છે; અને તેનો સિદ્ધાંત સર્વ પરિણામવાદનો વિરોધી છે. કશુંજ ઉત્પન્ન થતું નથી. શ્રીશંકરના મત પ્રમાણે તો તે ભ્રમ પણ આત્માની અંદર રહેલી અવિદ્યાની બહિર્વૃત્તિ છે. અને અવિદ્યા અનિર્વચનીય હોવાથી આ ભ્રમ પણ અનિર્વચનીય ગણાયો. સમસ્ત અનુભવ પણ અનિર્વચનીય તેમના સિદ્ધાંતથી થયો. બ્રહ્મ સિવાય સર્વ કાંઇ પોતાની મેળે અને પોતામાં હયાત છે, પણ સત્ય નથી. આ ઉપરાંત શંકરમતાનુયાયીઓએ, બીજા વાદો તે ભ્રમને સમજાવવા યોજેલા છે. તેઓનાં નામ દૃષ્ટિ સૃષ્ટિવાદ, સૃષ્ટિદૃષ્ટિવાદ, બિંબપ્રતિબિંબવાદ અને અવચ્છેદ્યા-વચ્છેદકવાદ છે. આમાંનો પહેલો વાદ કહે છે કે જગત્ રૂપી ભ્રમ દોરડામાં દેખાતા સર્પ ભ્રમ જેવોજ છે અને દૃષ્ટિ કે આત્માની બહિર્વૃત્તિ છે એટલે કે અનુભવમાં આવતું જગત્ દૃષ્ટિની સાથેજ તેના પ્રમાણમાં નજરે પડે છે; બીજો વાદ ઉપરનાનો વિરૂદ્ધ છે. તે અનુભવમાં આવતી દુનિયાનો સ્વીકાર કરે છે, પણ કહે છે કે જગત્નો દેખાવ

માત્ર આપણે જોઇએ છીએ. ત્રીજો વાદ કહે છે કે અનાત્મા અવિદ્યામાં બ્રહ્મમાં રહેલી અવિદ્યા પ્રતિબિંબિત થાય છે અને ચોથોવાદ કહે છે કે અમર્યાદિત બ્રહ્મકાલ, દેશ અને સ્વભાવથી મર્યાદિત બનવાને લીધે જગત્ રૂપી ભ્રમ ઉભો થાય છે.

વલ્લભાચાર્ય ભ્રમ કેમ થાય છે એવા પ્રશ્નમાં ઉતરતા નથી કારણકે તેઓ એમ ગણે છે કે ભગવાનજ પોતાની આવિર્ભાવ અને તિરોભાવ શક્તિથી મોહ પમાડે છે, અને તે સર્વજ છે. ભ્રમની બાબતમાં તેમનો મત અન્યખ્યાતિનો હોય એમ શ્રીમદ્ભાગવત ઉપરનાં સુબોધિનીના વચનથી જણાય છે. ( ૩. ૨૬. ૩૦ ) આ અન્યખ્યાતિમતની એવી માન્યતા છે કે સત્ય રજ્જુને બદલે બીજી કોઇ વસ્તુ સર્પ તેમાં જણાય છે એટલુંજ આપણે કહી શકીએ. આ સર્વ વાદો જુદી જુદી દૃષ્ટિથી કહેવાયલા છે અને તે સર્વ પોતપોતાના સિદ્ધાંતાનુસારી છે; અને સર્વ કોઇ તે ભ્રમનો વિચાર જુદી દૃષ્ટિથી કરે છે. સાંખ્યો, બૌદ્ધો, નૈયાયિકો અને છેલ્લો મત તે ભ્રમ શું છે એવો જવાબ આપે છે અને તે કેમ થાય છે તેનો જવાબ શ્રી શંકર અનિર્વચનીય કે 'નહિ સમજાવી શકાય એવો' એમ કહી પતાવે છે.

# (૬) નીતિ વિચાર.

હિંદુ તત્ત્વજ્ઞાનમાં સદ્વર્તન અથવા નીતિ ધર્મનુંજ અંગ છે, અને હાલ પશ્ચિમમાં નીતિવિષયક પ્રશ્નોનો નિકાલ સ્વતંત્ર રીતે કરાય છે તેમ હિંદુના ધાર્મિક જીવનમાં થતું નથી. પ્રત્યેક હિંદુનું જીવન કેન્દ્રાનુસારી છે. મોક્ષ એ અંતિમ કેન્દ્ર છે. સંસારનું જીવન દુઃખમય છે, અને તેમાંથી છુટવા માટે અનેક શાસ્ત્રો અથવા તો દર્શનો પ્રવૃત્ત થયેલાં છે. જૈનો અને બૌદ્ધોએ સદાચાર અને શીલ ઉપર ભાર મૂકયો. વૈશેષિક, સાંખ્ય અને શાંકરવેદન્તે જ્ઞાન ઉપર મૂકયો. વૈષ્ણવ આચાર્યોએ ભક્તિ ઉપર ભાર મૂકયો. સંપૂર્ણ આનંદની પ્રાપ્તિ એ વલ્લભની દૃષ્ટિથી ધ્યેય છે. મહાભારતમાં એક ઠેકાણે કહ્યું છે કે "દુઃખથી સર્વ ત્રાસે છે અને સુખ સર્વને ગમે છે" (શાં. પ.) પણ દુઃખનો અભાવ એજ સુખ નથી તેનાથી જુદું સુખ છે. તેથીજ વલ્લભ કહે છે કે દુઃખનો અભાવ અને સુખની પ્રાપ્તિ એજ ધ્યેય છે. (ત. નિ. ૨. ૧૬) પ્રભુનું સ્વરૂપ પણ આનંદજ છે. આનંદસ્વરૂપના જીવનના ભાગીયા થવું એ પ્રત્યેક ભક્તની ફરજ છે. આનંદના આવિર્ભાવ માટે નૈતિક જીવનની આવશ્યકતા છે. શુદ્ધ જીવન વાળાનેજ પ્રભુની પ્રાપ્તિ થાય છે. વિષયમાં રચ્યા પચ્યા રહેલા દેહમાં હરિનો કોઈ

પણ રીતે આવેશ થતો નથી (સંન્યાસ નિર્ણય ૬.) વિષ-યોમાં ચકચૂર થયેલાં ચિત્તોથી તો વિષ્ણુનો આવેશ દૂરજ (સુબોધિનીજ) માટે પ્રભુમય જીવન ગાળવા માટે પ્રત્યેક ભકતે આહાર શુદ્ધિથી આચરણ શુદ્ધિ સુધી ધ્યાન આપવું પડે છે. જ્ઞાનમાર્ગમાં લાગણીઓનો બહિષ્કાર થાય છે. ભક્તિમાર્ગમાં લાગણીઓને શુદ્ધ કરી પ્રભુ તરફ દોરવામાં આવે છે.

એક જાણીતી ઉક્તિ જણાવે છે કે "આહાર, નિદ્રા, ભય અને મૈથુન પશુ અને મનુષ્યમાં સામાન્ય છે; મનુ-ષ્યમાં ધર્મ વિશેષ અને જો તે ન હોય તો પશુસમાન છે." અહીં આપણે જોયું કે ધર્મ એ મનુષ્યને પશુવિભાગથી જુદો પાડે છે તો તે ધર્મ તે શું? ધર્મ એટલે આ સ્થલે સંયમ કે નિયમ જાણવો. પ્રત્યેક જાતનું અન્ન ઔષધિરૂપ હોઇ ભિન્ન ભિન્ન ગુણવાળું હોય છે; તેથીજ શુદ્ધ અન્ન ઉપર વિશેષ ધ્યાન આપવું પડે છે. શ્રુતિ પણ કહે છે કે શુદ્ધાહારથી સત્વ કે બુદ્ધિશુદ્ધિ થાય છે, સત્ત્વની શુદ્ધિથી નિશ્ચિત સ્મૃતિ થાય છે, અને સ્મૃતિ થવાથી હૃદયની બધી ગ્રંથીઓ તૂટે છે એટલે મોક્ષ થાય છે (છાં, ઉ. ૭. ૨૬. ૨). આહાર શુદ્ધ હોય તો સત્ત્વરજકણોથી શરીર બંધાય છે, અને બુદ્ધિ સત્ત્વગુણી થાય છે, તેનાથી જ્ઞાનોદય થઇ મોક્ષ મળે છે. સૂક્ષ્મતાથી વિચાર કરીએ તો જણાય કે જેમ પ્રકાશ એ તેલ અને દીવેટનું સૂક્ષ્મ અને સત્ત્વપ્રધાન રૂપાંતર છે તેમ

સદ્વિચારો પણ સૂક્ષ્મ આહાર ઉપર આધાર રાખે છે. તેથીજ આહાર ઉપર મુમુક્ષુ ધ્યાન આપે છે. શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે કે "આયુષ્ય, સત્ત્વ, બલ, આરોગ્ય, સુખ અને પ્રીતિને વધારનારા રસવાળા, સ્થિર પરિણામ વાળા અને હૃદયને ગમે એવા અન્નને સાત્ત્વિક ખોરાક કહે છે." આજ પ્રમાણે રજોગુણી અને તમોગુણી ખોરાકનાં લક્ષણ આપ્યાં છે (ભ. ગી. ૧૭. ૮–૧૦) અતિ આહાર વિષમય છે, અને જો કે તે ખોરાક સાત્ત્વિક હોય છતાં પણ તેનાથી રજોગુણ કે તમોગુણ પ્રદીપ્ત થાય છે. તેથીજ શ્રી કૃષ્ણ અભ્યાસીને યુકતાહારી થવા સૂચવે છે. (અ. ૬. ૧૭) પરાણે ઈંદ્રિયનો સંયમ કરવા નિરાહારી રહેવું એમાં શ્રીકૃષ્ણ સંમત નથી કારણકે તેથી વિષય તૃષ્ણા મૂળથી નાબુદ થતી નથી. (અ. ૨. ૫૯) ભૂખને મારી નાખવી એ જીવનાદર્શ નથી; પણ યુકત અને નિયમિત આહારથી જીવનકાર્ય સાધવું એ મનુષ્ય કર્તવ્ય છે તેથીજ શ્રીકૃષ્ણ નિયતાહારને યજ્ઞ ગણે છે. (અ. ૪. ૩૦) પૌરાણિકોએ મનુષ્યને અતિઆહારના નુકસાનમાંથી બચાવવાજ એકાદશીનાં વ્રત યોજેલાં જણાય છે અને તે યોગ્યજ છે કારણ કે રસાસ્વાદને લીધે માણસો યુકત કરતાં વિશેષ આહાર લે છે કે જે અનેક રોગનું કારણ છે. આહાર જેટલુંજ સાહજીક કાર્ય નિદ્રા છે. તેને પણ કબજામાં લેવા પ્રયત્ન કરવો જોઇએ. આને માટે ગીતાજી બોધ દે છે કે જીવનકાર્યસિદ્ધિ યુકત ઊંઘ

અને જાગરણથી થાય છે (અ. ૬. ૧૭) ત્યારપછીથી ત્રીજો સહજ ભાવ ભય છે અને તેનું કારણ માણસની અપૂર્ણતા અને કમશક્તિ છે તેને ટાળવા માટે એટલા જ્ઞાનની આવશ્યકતા છે કે પૂર્ણતા અને સર્વશક્તિમત્તાની શકયતા તેનામાં છે. બીકનું કારણ જાણવાથી બીકનો ત્રાસ કંઇક અંશે ઓછો થાય છે; પણ બીક જેવી બીક એકે નથી અને એ કલ્પિત બીકનો નાશ કરવા માટે તે ભ્રમણાનોજ નાશ કરવો જોઇએ. ચોથા સાહજીક ભાવને નિયમમાં લાવવાજ લગ્નનો ધાર્મિક વિધિ યોજેલો છે. બ્રહ્મચર્ય તો કોઇક વિરલજ પાળી શકે છે. ઉત્તમોત્તમ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવા તેની આવશ્યકતા સ્થળે સ્થળે જુનાં ઉપનિષદોમાં સ્વીકારેલી છે. (જુવો. પ્ર. ઉ. ૧. ૨. છાં. ઉ. ૮. ૭. ૩; ૮. ૯. ૩; ૮. ૧૦. ૪ વગેરે ); પણ તેમનાજ દ્રષ્ટાઓએ તેની કઠીનતા જાણેલી છે; અને તેથીજ ગૃહસ્થાશ્રમની જરૂર સ્વીકારી છે એટલુંજ નહિ પણ તેઓ એ સ્થિતિમાં રહેલા છે. ગીતાજીમાં પણ કહેવામાં આવ્યું છે કે "ભૂતોમાં ધર્મથી વિરૂદ્ધ નહિ એવો કામ હું છું ( અ. ૭. ૧૧ )" હે કૌન્તેય ! પ્રયત્ન કરવા છતાં પણ વિપશ્ચિત્ પુરૂષની હૃદયની હચમચાવતી ઇંદ્રિયો મનને ખેંચી જાય છે. તેમનો સંયમ કરી મારામાં યુક્ત બન." (૨. ૬૦–૬૧) માણસોએ ઇંદ્રિયોના વિષયનું વારંવાર ધ્યાન ધરવું નહિ, કારણ કે તેમ કરવાથી તેમાં સંગ ઉત્પન્ન થઇ તેની ઇચ્છા થાય છે.

અને ઇચ્છા પૂર્ણ નહિ થવાથી ક્રોધ થઇ સંમોહને લીધે સ્મૃતિનો ભુલાવો થાય છે તેથી વિવેકબુદ્ધિનો નાશ થાય છે. અને તેમ થવાથી તેનો નાશ થાય છે, અથવા તો અધોગતિ થાય છે. આ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાન્ ઇંદ્રિય નિગ્રહનો રસ્તો બતાવે છે તેમને નાબુદ કરનારા રસ્તા ઉપર ભાર મૂકતા નથી. જગત્‌ના કલ્યાણને ઇચ્છતા બુદ્ધે પાછળના ઉપર ઘણોજ ભાર મૂકયો અને આ પ્રમાણે સામાન્ય મનુષ્યના મનને પારખવામાં ભૂલ કરી અને તેનેજ લીધે મુંડી કે સંન્યાસીઓ વધી ગયા અને કેટલેક અંશે ભ્રષ્ટતા પણ વધી. શંકરાચાર્યજીએ એ ભૂલ કેટલેક અંશે સુધારી પણ તેથી જનતાનું મન સુધરી શકયું નહિ. જનતા તો ઉપરના ચારભાવોના પાશમાંજ છે. તે ચાર સાહજીક ભાવોજ મનુષ્યનું મનુષ્યત્વ હરણ કરે છે અને તેને પશુકોટીમાં લાવે છે. મનુષ્યો અને પશુઓમાં તે ભાવ સામાન્ય છે. તેમનું નિયમન કરવાની શકિત કે ધર્મ મનુષ્યને ખરો માણુસ બનાવે છે. વૈદિક સંપ્રદાયોએ એજ નિયમો ગ્રહણ કર્યા અને તેથી વૈષ્ણવ આચાર્યો ગૃહસ્થ હતા. જગત્‌ને દોરવા માટે શ્રેષ્ટ પુરૂષોનું વર્તનજ બસ છે. શ્રીકૃષ્ણ આ વાત સ્પષ્ટ રીતે વર્ણવે છે (ભ. ગી. ૩. ૨૧). કદાચ કોઇના મનને ભ્રમ થાય કે શ્રીકૃષ્ણ તો એક સ્થલે (૩. ૩૩) કહે છે કે “ જ્ઞાનવાન્ પણ થાય કે પ્રકૃતિને અનુસરીને ચેષ્ટા કરે છે. ભૂતો પ્રકૃતિ કે સ્વભાવ તરફ વળે

છે તેમાં નિગ્રહ શું કરનાર છે?" અહીં જ્ઞાનવાન્ પણ એક સામાન્ય અસ્તિ ધરાવનારા પ્રાણીનીજ કોટીમાં છે અને જ્યાં સુધી તેનામાં રાગદ્વેષ છે ત્યાં સુધી તે કોટીમાં હોવાથી નિગ્રહ શું કરનાર છે એમ કહે છે. જો નિગ્રહ કે સંયમ કશા કામમાં આવતો નથી એવો શ્રીકૃષ્ણનો હેતુ હોય તો "તેમને વશ થતો નહિ" (૩. ૩૪) એવો ઉપદેશજ કેમ આપે? શ્રીકૃષ્ણ કહે છે કે "હે મહા બાહુ! મન દુઃખથી નિયમમાં નક્કી લાવી શકાય એવું અને ચલ સ્વભાવવાળું છે, પણ અભ્યાસ અને વૈરાગ્યથી" તેનું નિયમન ધીમે ધીમે થઇ શકે છે એવો સચોટ જવાબ સ્વમુખેજ આપે છે (અ. ૭. ૩૫–૩૬). શરીરના સામાન્ય દોષોને નિયમમાં રાખવાનો ઉપાય શ્રીકૃષ્ણે આ પ્રમાણે બતાવ્યો છે. સામાન્ય નીતિના સૂત્ર રૂપે તેઓશ્રી કહે છે કે બીજાને સુખ કે દુઃખ કોઇપણ કાર્યથી થશે તેનો વિચાર સર્વ સ્થલે પોતાની સરખામણીથી કરવો. (અ. ૬. ૩૨).

નીતિનો આધાર મુખ્યત્વે મનુષ્યની અંદર રહેલી આત્મસ્થ શક્તિ પર રહે છે, છતાં પણ બહારના વાતાવરણ ઉપર તેનો ઓછો આધાર નથી. તેથીજ સાધુચરિત્ર પુરૂષોના સમાગમમાં રહેવાની અને દુઃસંગનો ત્યાગ કરવાની શાસ્રો આજ્ઞા કરે છે. શ્રી નારદ પણ સત્સંગનો મહિમા ગાય છે અને કહે છે કે મોટાઓનો સમાગમ દુર્લભ, અગમ્ય અને અમોઘ છ (સૂ. ૩૯.) તેઓશ્રી દુઃસંગનો ત્યાગ કરવો

જોઇએ એમ કહે છે, કારણકે તે કામ, ક્રોધ, મોહ, વિ-સ્મૃતિ, બુદ્ધિનાશ અને બીજા સર્વ સદ્ગુણના નાશનું મૂળ છે (સૂ. ૪૩-૪૪) તેઓશ્રીનો એવો અભિપ્રાય છે અને વસ્તુતા એ વાત સાચી છે કે સત્સંગ દુષ્પ્રાપ્ય હોવાથી, ભગવદ્ગુણારવિન્દ રૂપ ભગવચ્છસ્રોનું શ્રવણ અને મનન કરવું એવી હિતકારી શિક્ષા આપે છે કે જેથી પ્રભુકીર્તન દ્વારા ભક્તિ પ્રાપ્ત થાય. આ ભક્તિનું મુખ્ય કારણ પણ નારદાચાર્ય કહે છે કે તે મોટાઓની કૃપાના સ્પર્શથી કે ભગવદ્કૃપાના સ્પર્શથી થાય છે. (સૂ. ૩૮.) વિશેષમાં તેઓશ્રી જણાવે છે કે સ્રી, ધન અને નાસ્તિક ચારિત્રનાં શ્રવણ કરવાં જોઇએ નહિ' અભિમાન અને દંભનો ત્યાગ કરવો જોઇએ, (સૂ. ૬૩-૬૪) અને વિષયને પણ ત્યાગવો જોઇએ. ભકતોએ યોગક્ષેમનો ત્યાગ કરવો જોઇએ, સર્વકર્મના ફલનો ત્યાગ કરવો જોઇએ અને સર્વકર્મ સમર્પણ ઇશ્વરને કરવું જોઈએ. તે વેદનો પણ ત્યાગ કરે છે અને તેનો સતત પ્રેમ પ્રવાહ ફક્ત પ્રભુ તરફ વહેવો જોઇએ (સૂ. ૪૯) જયાં સુધી અવિ-ચ્છિન્ન પ્રભુ અનુરાગ તરફ થાય નહિ ત્યાં સુધી લોક વ્ય-વહારનો ત્યાગ કરવો જોઇએ નહિ. (સૂ. ૬૨) ભકતોએ "વાદનો ત્યાગ કરવો." કારણ કે તેનો અંત આવતો નથી અને તેથી સારૂં પરિણામ પણ આવતું નથી. તેમણે તો ભક્તિશાસ્રોનું મનન કરવું જોઇએ અને તેમનાં કહેલાં કર્મો કરવાં જોઇએ. (સૂ. ૭૩-૭૫) તેમણે અહિંસા, સત્ય,

શૌચ, દયા, આસ્તિક્ય વગેરે સચ્ચારિત્રશીલ ગુણોનું પાલન કરવું જોઈએ ( સૂ. ૭૮ ) જે ભક્તોએ સર્વ આચારનું સમર્પણ પ્રભુને કર્યું છે અને જેમને કામક્રોધાભિમાન વગેરે થાય છે તેમણે તેમનો વિષય પ્રભુનેજ બનાવવો—આ સર્વ લાગણીઓવાળવાનું કેન્દ્ર પ્રભુનેજ બનાવવું. (સૂ. ૬૫) આવા ભક્તો એકજ ઇશ્વરનો આશ્રય કરનારા હોય છે અને તેથી તેઓ એકાન્તિક ભક્તો કહેવાય છે અને તેમને શ્રી નારદ મુખ્ય ભકતો ગણે છે. ( સૂ. ૬૭ ) આ પ્રમાણે આપણે જોયું કે શ્રી નારદ ભક્તિ પરિપકવ થતા સુધીજ વ્યાવહારિક જીવન ગુજારવાનું છે. પછીથી તેવા ભક્તે નિવૃત્તિપરાયણ રહી, એકાંત સ્થાન સેવી, ( ના. સૂ. ૪૭ ) પ્રભુજીવનમાં ભાગીયો રહી, જીવન્ મુક્ત બને છે. આવાજ કંઇક ઝોક તરફ વળી શ્રી વલ્લભ પણ " સર્વ મનથી ધનનો ત્યાગ કરવો જોઇએ" ( ત. નિ. ૨. ૨૫૨ ) અને " ગૃહનો પણ સર્વમનથી ત્યાગ કરવો જોઇએ " ( ત. નિ. ૨૫૧ ) એવી આજ્ઞા કરે છે; પણ બધા મનુષ્યો તેમ કરી શકે નહિ એમ સમજીનેજ તેઓશ્રી કહે છે કે ધન અને ગૃહને શ્રીકૃષ્ણ માટે યોજવાં જોઇએ કારણ કે ધનથી જે અનર્થ થવાનો, અને ગૃહબંધનમાં સપડાવાનો સંભવ છે તેમાંથી શ્રીકૃષ્ણ બચાવનાર છે.

શ્રી વલ્લભ નીતિના નિયમો સંક્ષેપમાં નીચે પ્રમાણે વર્ણવે છે. વિવેક, ધૈર્ય, નમ્રતા અને શરણ એ તેનું તારતમ્ય છે. હવે 'વિવેક' એટલે શું ? સામાન્યરીતે વિવેકનો

અર્થ 'સારૂં નરસું પારખવું તે' થાય. વલ્લભ વિવેક શબ્દ જુદાજ અર્થમાં વાપરે છે. હરિ પોતાની ઈચ્છાથી સર્વ કરશે તેનું નામ વિવેક. સ્વામીના અભિપ્રાયના સંશયને લીધે પ્રાર્થના કરવાથી પણ શું વળે ? બધે ઠેકાણે સર્વ તેનુંજ છે, અને બધું તેનું સામર્થ્ય છે આમ જાણીને પ્રભુની કૃતિ ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી, સ્વામીને તાબે રહેવાની ભાવનાથી અભિમાનનો ત્યાગ કરવો; પણ જ્યારે અંતઃકરણ-ગોચર વિશેષ આજ્ઞા થાય ત્યારે દૈહિક કાર્યોથી ભિન્ન વિશેષ આજ્ઞાઓનુંજ પાલન કરવું; અને આપદ્‌માં ગતિ કરાવે એવાં બધાં કાર્યોમાં હઠનો બધી રીતે ત્યાગ કરવો. સર્વ સ્થલે ધર્માધર્મનો પહેલેથી વિચાર કરીને આગ્રહ કરવો નહિ. આ પ્રમાણે વિવેક કહેવાયો. આપણા જનક રાજા જેવા એક રોમન રાજા કહે છે કે "હે વિશ્વ ! તને જે યોગ્ય લાગે છે તે બધુંજ મને યોગ્ય લાગે છે, તારે માટે જે યોગ્ય સમયમાં છે તે મારે માટે ઘણુંજ વહેલું કે મોડું નથી." ( માર્કસ ઑરેલીયસ એન્ટોનીયસ રાજાના ઉદ્ગાર ). પ્રભુ જે કાંઇ કરે છે તે બધું સારૂં કરે છે એવી શ્રદ્ધા શું આ રાજાની નથી જણાઇ આવતી ? આપણે પણ તેનામાં તેવીજ અડગ શ્રદ્ધા રાખવી. હવે ધૈર્યનું નિરૂપણ થાય છે. મરણ સુધી બધી તરફથી હંમેશાં ત્રણ પ્રકારનાં દુઃખોને છાશની પેઠે, દેહની પેઠે, જડની પેઠે કે ગોપીની માફક સહન કરવાં તેનું નામ ધૈર્ય. જો ઉપાય આ-

પોઆપ સિદ્ધ થાય તો આગ્રહી થવું જોઇએ નહિ. ભાર્યાદિ તેમજ બીજાંઓનો અને અસજ્જનનો ઘસારો (આક્રમ) સહન કરવો. પોતાની મેળે મન, કાયા અને વાણીથી ઇંદ્રિયોના કાર્યોને શૂરવીર ન હોય તેણે પણ પોતાની અશક્તિની ભાવનાથી તજવાં જોઇએ. જો અશકય હોય તો બધું હરિજ છે એવા આશ્રયથી થાય. આ પ્રમાણે 'સહન' કહેવાયું. હવે 'આશ્રય' કહેવાય છે. " આ લોક કે પરલોકની બાબતમાં હરિ બધી રીતે શરણ છે. દુઃખ, હાનિ, પાપ, ભય, ઇચ્છાઓની અપૂર્ણતા, ભક્તના દ્રોહ, ભક્તિના અભાવ અને ભકતોથી અતિક્રમણ કરાયલા શકય કે અશક્ય કાર્યમાં બધી રીતે હરિ શરણ છે. કરેલા અહંકારમાં, પોષ્ય અને પોષણના રક્ષણમાં પોષ્ય તેમજ અંતેવાસીના અતિક્રમણમાં, ને અલૌકિક મનની સિદ્ધિમાં, સર્વ અર્થ માટે હરિ શરણરૂપ છે. આ પ્રમાણે સદાચિત્તથી વિચાર કરવો અને વાણીથી બોલવું. (વિવેકધૈર્યાશ્રય ૧. ૧૩) આ બધામાં અવિશ્વાસ કદાપિ કરવો નહિ કારણ કે બ્રહ્માસ્રાદિની માફકજ અવિશ્વાસથી તેની શક્તિ નાબુદ થઇ જાય છે. માનસિક વ્યવહારની તો આ નીતિ થઈ, પણ સામાન્ય વ્યવહારમાં કેમ વર્તવું તે બાબતની નીતિનો ઉપદેશ કરાય છે. પ્રભુની પ્રાપ્તિ ધ્યેય હોવાથી સ્રી વગેરે સાધનો ભક્તિ કરવામાં અનુકૂલતા થાય તે માટે ગ્રહણ કરાય છે. જો તેઓ અનુકૂલ હોય તો ભગવત્કાર્ય તેમની પાસે કરા-

વવાં; ઉદાસીન હોય તો જાતે કરવાં. પણ જો વિરૂદ્ધ હોય તો ગૃહનો ત્યાગ કરવો તેઓ વિષ્ણુથી વિમુખ હોવાને લીધે તેમનો ત્યાગ કરવામાં દૂષણ નથી. જો બધી રીતે ખોરાકીનાં સાધન વિનાનો હોય તો એક પહોર એટલે કે ત્રણ કલાક હરિમાં મન પરોવવું અને શ્રીમદ્‌ભાગવતનો આદરથી નિયમપૂર્વક પાઠ કરવો. કૃષ્ણની ભાવનાથી બધાંની બધી કઠોરતા સહન કરવી. વૈરાગ્ય અને સંતોષનો કોઇપણ રીતે ત્યાગ કરવો જોઇએ નહિ. પ્રભુને અભિમાન ગમતું નથી માટે કોઇપણ દિવસ હુંપદ આણવું નહિ પણ નમ્રતા રાખવી. દેહના અવસાનમાં પણ સહનતાથી કૃતાર્થ થવાય છે એમાં કાંઈ સંશય નથી. આ પ્રમાણે મનથી નિશ્ચય કરી શ્રીકૃષ્ણની સેવા સદા કરવી જોઇએ. ખોટી વાતચિત, ક્રિયા અને ધ્યાનનો બધીજ રીતે ત્યાગ કરવો. ( પંચશ્લોકી અને ત. નિ. ર. ૨૩૧–૨૩૫ ઉપરથી ). સંક્ષેપમાં શ્રીવલ્લભ કહે છે કે " શક્તિ પ્રમાણે પોતાના ધર્મનું આચરણ કરવું, વિધર્મથી પાછા હઠવું, ઇંદ્રિયોરૂપી ઘોડાઓનો બધી રીતે સંયમ કરવો—આ ત્રણનો કોઇપણ રીતે ત્યાગ કરવો જોઇએ નહિ. આ પ્રમાણે ધર્માદિ તેમજ નાશવંત પરોપકારાદિ સર્વ ધર્મોનું તારતમ્ય જાણીને, તેનાથી જે કંઇ વિરૂદ્ધ હોય તેનો સત્વર ત્યાગ કરવો જોઇએ. " ( ત. નિ. ર. ૨૩૮–૨૩૯ )

# (૭) પ્રતીક વિચાર.

---

સર્વવ્યાપક આનંદસ્વરૂપ શ્રીકૃષ્ણના સ્વરૂપનું સેવન કરવું તો અતિકઠિન છે; એટલુંજ નહિ પણ તેમ થવું દુર્ઘટ છે. શ્રીકૃષ્ણચંદ્ર પોતેજ કહે છે કે "દેહીથી અવ્યક્તની સેવા દુઃખેથી કરી શકાય છે. (ગી. અ. ૧૨. શ્લોક. ૫) વસ્તુ સ્થિતિ આમ હોવાથી અને ચિત્તનો નિરોધ કરવાની આવશ્યકતા હોવાથી પ્રભુના પ્રતીકરૂપે મૂર્તિની સેવા ઋષિજનોએ દાખલ કરેલી છે. પ્રભુ સર્વવ્યાપક હોવાથી મૂર્તિમાં પણ છે; તેથી મૂર્તિમાં પ્રભુભાવ રાખીને પ્રભુસેવન કરવું જોઇએ. વૈદિક ઋષિઓ આકાશાદિક પદાર્થો કે સૂર્યાદિક દિવ્ય જ્યોતિઓને પ્રભુની મૂર્તિરૂપે પૂજતા હતા; પણ હાલ જોવામાં આવતી મૂર્તિપૂજા ક્યારથી શરૂ થઇ એ કહેવાવું મુશ્કેલ છે. ઋગ્વેદમાં ઇંદ્રની મૂર્તિનો પ્રસંગ હોય એમ કેટલાંક વચનો ઉપરના અનુમાનથી જણાય છે. સૂર્યમૂર્તિની પૂજા મેગી લોકો હિંદ લાવ્યા હશે એવો ડો. ભાણ્ડારકરનો તેમના "વૈષ્ણવ, શૈવ અને ઇતર પંથો" નામના ગ્રંથમાં અભિપ્રાય છે; અને તે મેગી લોકો ધાર્મિક વિચારોમાં ઝરથોસ્તી ધર્મના કટ્ટા શત્રુઓ હતા એવી હાલના પારસીઓની પણ માન્યતા છે; અને આ માન્યતા વ્યાજબી છે, કારણ કે સૂર્ય પ્રત્યક્ષ દેવ હોવા છતાં તેની

મૂર્તિની પૂજા કરવી એ માનસિક નિર્બળતા અને અધા-ગતિની નિશાની છે, બૌદ્ધોએ સ્થળે સ્થળે પ્રત્યેક બુદ્ધનાં મંદિરો સ્થાપ્યાં અને એમ પણ કહેવાય છે કે મૌર્યોએ ધનને માટે તેવાં મંદિરોને (અર્ચાઓને) ઘણુંજ ઉત્તેજન આપ્યું હતું. (મ. ભા.) જ્યારથી અવતારની ભાવના જાગી ત્યારથી અવતારોની મર્તિ રૂપે પૂજા થઇ હોય એમ જણાય છે. એક કાલે સૂર્યની મૂર્તિની પૂજા વ્યાપક હતી. મૂર્તિની પૂજા પોતપોતાની ઇષ્ટદેવના પ્રતીક રૂપે લોકો પૂજતા અને કેટલાક રાજાઓ પણ પોતાની રૂચિ પ્રમાણે તેને પોષતા. શૈવો, શાક્તો તથા વૈષ્ણવોએ પણ પોતપોતાના ઇષ્ટ દેવની મૂર્તિપૂજા માટે મંદિરો કે દેવસ્થલો હાલની માફકજ બંધા-વેલાં હતાં. મૂર્તિ રહસ્યઃ–પથ્થરની કે કોઇપણ ધાતુની ગમે તે પ્રતિમા (ધાત્વાર્થ પ્રમાણે 'કોઇ પ્રાણી કે 'પદાર્થને મળતો ઘાટ') પૂજવામાં આવતી નથી. શિલ્પી કે સલાટનો બનાવેલો કોઇપણ ઘાટ મૂર્તિ તરીકે પૂજાતો નથી. તે ઘાટમાં દેવત્વ અર્પવામાં આવે છે અથવા તો દેવની ભાવના કરાય છે. મંત્રોથી દેવોનું આવાહન કરાય છે. અને ત્યાર પછીથી જ તેમનું પૂજન કે અર્ચન થાય છે. તે ત્યારેજ પોતાના ઇષ્ટદેવનું સાન્નિધ્ય જાણી કામ કરે છે. પ્રભુનું સાન્નિધ્ય જાણવું તેમજ અનુભવવું તથા તેમ જાણી કર્તવ્ય કરવાં એ મૂર્તિપૂજાની સાર્થકતા જણાવે છે. મનુષ્યનું મગજ જ મર્યાદિત હોવાથી પ્રભુના જેટલા જેટલા વિચાર કરે છે કે

તેને ચિતરે છે તે સર્વ મર્યાદિત થઈ જાય છે. પ્રભુની અનંત અલૌકિક લીલાને ચિતરવા કે કોતરવા પ્રયત્ન કરે છે, પણ તેમાં તે મનુષ્ય નિષ્ફળજ નીવડે છે, અને તેથી તેની દૃષ્ટિ સંકુચિત થઇ ફક્ત મતિમાંજ પ્રભુને જુવે છે. 'સર્વ વાસુદેવમય ભાવ' જેટલો કહેવાવો સહેલો છે તેટલોજ અનુભવવો કઠિન છે. પ્રથમ પગથીઆ તરીકે મૂર્તિની આવશ્યકતા છે, અને કદાચ તેની ઉપયોગિતા જુદા જુદા નકશાઓ જેટલી બતાવાય; પણ જેમ હિંદનો નકશો હિંદને બતાવવા પૂરતો ઉપયોગી છે પણ હિંદ દેશ નથી તેમ મૂર્તિની બાબતમાં સમજવું. મૂર્તિનેજ જે લોકો ઈશ્વર માની લે છે તેના જેવા કોઇ મૂર્ખ નથી. મૂર્તિમાં જે ભાવ મૂકવામાં આવે છે તે ભાવજ અગત્યનો છે. પ્રભુના "વિશ્વરૂપ"નું વર્ણન શ્વેતાશ્વતરોપનિષદ્ ( અ. ૩. ૨૬, ૧૪, ૧૬ ) માં અને શ્રીમદ્‌ગીતા ( અ, ૧૧ ) માં છે, પણ જ્યારે તેને ચિતરવાનો પ્રયાસ કરાય છે ત્યારે તે ચિતાર કેવો બેડોળ અને એકદેશી કરાયો છે.—એ બાબતથી વાંચકો અજ્ઞાત નહિ હોય. શું તેનાં નેત્ર મુખ વિગેરે વિશ્વતઃ છે કે એકજ દિશા તરફ છે? શ્વેતાશ્વતરોપનિષદ્ કહે છે કે "જેનો ખરેખર મહાન્ યશ છે, તેની પ્રતિમા ( કે મૂર્તિ ) નથી." (૪. ૧૯) આથી ખુલ્લું જણાઇ આવે છે કે શ્વેતાશ્વતરમુનિ પ્રતિમામાં પ્રભુનું સ્વરૂપ સમાઇ જાય છે એમ માનતા નથી. બાદરાયણ વ્યાસે "પ્રતીકને

વિષે નહિ, ખરેખર તે નથીજ” (૪. ૧. ૪) આથી સ્પષ્ટ જણાય છે કે ઉપાસકોએ પ્રતીકને વિષે આત્મા તરીકેની બુદ્ધિ કરવી નહિ, કારણ કે તેમ કરવાથી આપણે પ્રતીકની ભૂમિકામાં ઉતરી પડીએ છીએ અને અધોગામી બનીએ છીએ શ્રુતિ કહે છે કે “આ જગતમાં મનુષ્યના જેવા વિચારો હોય છે તેવી તેની મરણ પછીથી ગતિ થાય છે. ( છા. ૩. ૧૪. ૧ )” રામાનુજાચાર્યજી તે સૂત્રનો અર્થ નીચે પ્રમાણે કરે છે. “ પ્રતીકમાં નહિ, કારણકે ( પ્રતીક ) તે ( એટલે ભક્તનો આત્મા ) નથી. ” ( અહીં રામાનુજના તત્ત્વજ્ઞાનની પરિભાષા સ્ફુટ કરવાની જરૂર છે. “ જે જાણી શકે તે આત્મા અને ન જાણી શકે તે શરીર. ” આથી શરીર કે જે જડ છે તે બીજાને જાણી શકતું નથી તેથી તે કોઈનો આત્મા થઈ શકતો નથી, જીવ શરીરનો આત્મા છે. અને પરમાત્મા કે અંતર્યામીનું શરીર છે, જ્યારે અંતર્યામી ફક્ત આત્માજ છે તે કોઈનું શરીર નથી ). શ્રીવલ્લભ, શંકર તથા રામાનુજની માફક, તે સૂત્રને વાંચતા નથી. તેઓશ્રી “ન પ્રતીકેન હિ સઃ” સૂત્ર વાંચે છે, જ્યારે શંકર રામાનુજ તેને “ ન પ્રતીકે ન હિ સઃ ” એ પ્રમાણે વાંચે છે. ચોથો અધ્યાય ફલ પ્રકરણ હોવાથી અમને વલ્લભનું વાંચન સારૂં લાગે છે. “ ખરેખર તે (મોક્ષ) પ્રતીકથી થતો નથી ” એવો તેનો અર્થ થાય છે. તેઓશ્રી પ્રતીકની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છેઃ—“ અતદ્રૂપમાં ( મૂળ સ્વરૂપથી અન્ય રૂપમાં ) તત્ત્વથી

ઉપાસના કરવી, તે ખરેખર પ્રતીક કહેવાય છે. " ( અ. ભા. સૂ. ૪. ૧. ૪ ઉપરનું ભાષ્ય). વલ્લભ જ્ઞાન અને ભક્તિની રીતિનો ભેદ બતાવે છે. " ખરેખર જ્ઞાનીઓ ભગવાનને આત્મા ભાવથીજ ઉપાસે છે. " " જ્ઞાનમાર્ગમાં અંગીકાર કરાયલાઓ, પણ, આત્મભાવરૂપીજ જ્ઞાનથી અક્ષરાત્મક બ્રહ્મમાં પ્રવેશ પામે છે; પણ ભક્તિમાર્ગમાં અંગીકાર કરાયલા જનો જ્યારે સાક્ષાત્ પુરૂષોત્તમ પ્રકટ થાય છે ત્યારે તેની નજીક ભક્તો ભજનાર્થે જાય છે. " ( ૪. ૧. ૩ સૂત્રનું ભાષ્ય ) આથી એમ સિદ્ધ થાય છે કે " આત્મભૂત થયેલા જ્ઞાનીનો પ્રતીકથી પ્રવેશ સંભવતો નથી " અને ભક્તિમાર્ગમાં પણ " લોક અને વેદમાં પ્રસિદ્ધ પુરૂષોત્તમનું પ્રાકટ્ય જેની ઉપાસનાના ભાવથી થાય છે તે પ્રતીકની ઉપાસનાથી ખરેખર થતું નથી. " પછીના સૂત્રમાં ( ૪. ૧. ૫ ) બ્રહ્મ દૃષ્ટિની ઉત્કૃષ્ટતા બતાવી છે. વલ્લભ કહે છે કે શ્રુતિઓ " આ સર્વ ખરેખર, બ્રહ્મ છે " ( છાં. ૭. ૧૪. ૧); " આ સર્વ આત્માજ છે ( છાં. ૭. ૨૫. ૨. ) એવો ઉપદેશ કરે છે અને તેથી જણાવે છે કે " વસ્તુતઃ સર્વના બ્રહ્મપણાને લીધે બધે બ્રહ્મદૃષ્ટિ કરવી જોઇએ, પણ પ્રતીકની કરવી નહિ અને તે ઉપદેશથી સાધ્ય નથી તેથી તેનો ઉપદેશ કરવો જોઇએ નહિ; પણ તે બોલીશકાતો નથી અને અધિકારના ઉત્કર્ષથી તે આપોઆપ બનેછે અને તેથી ખરૂંજ કહેવાયું છે કે પ્રતીકની ઉપાસનાનું મુક્તિ માટેનું સાધનપણું

નથી ”( અ. ભા. ૪. ૧. ૫ ) આથી સિદ્ધ થયું કે પ્રતીક-ભાવમાં કશો ફાયદો નથી પણ બ્રહ્મદૃષ્ટિથી આત્મોત્કર્ષ થાય છે એટલુંજ નહિ પણ મુક્તિ થાય છે.

ઉપર જોયું તેમ દેવના આવાહન પછીથીજ મૂર્તિની પૂજા થાય છે. મંત્રોથી તે દેવનું વિસર્જન પણ થઈ શકે છે; પણ આ બાબતમાં મધ્યયુગના હિંદુઓએ ભૂલ એ કરી કે સ્થાપિત દેવનું વિસર્જન થઇ શકે છે તે વાતજ ભૂલી ગયા જણાય છે અને મુસલમાન આક્રમણોની સામે થવાને બદલે તે મૂર્તિનું રક્ષણ કરવાની શક્તિ નહિ હોવા છતાં પણ તેવા સ્થળોમાં રહ્યા છે, અને ઘણું સહન કર્યું છે. મુસલમાનોની સામે એક સંપથી હિંદુઓ લડી શકયા નથી, અને મુસલમાનોની સત્તાને ગુલામની માફક આધીન થયા છે. મી. સી. વી. વૈદ્ય પોતાના આંગ્લ ભાષામાં લખેલા મધ્યયુગના હિંદના ઇતિહાસમાં તે વિસર્જન કરવાની બાબત વિસરી જવાથી શું સોસવું પડયું તેનો ચિતાર આપે છે.

હાલતો મૂર્તિપૂજા હિંદુ ધર્મનું એક આવશ્યક અંગ થઈ પડયું છે. તેનેજ હિંદુઓ પોતાનો ધર્મ સમજે છે, એ તેમની ભૂલ છે. જ્યારથી અવતારોની ભાવના જાગી ત્યારથી તે શરૂ થઇ ગઇ છે. બૌદ્ધ અને જૈન ધર્મોમાં પ્રથમ મૂર્તિપૂજાની ભાવના ન હતી. ઈશ્વરને તેઓ નહિ માનતા હોવાથી ઇશ્વરની મૂર્તિને ન માને તે સ્વભાવિક છે; પણ પાછળથી તેમણે પણ હિંદુઓનું અનુકરણ કરી ‘ પ્રત્યેક

બુદ્ધો ' અને ' તીર્થંકરો 'ની મૂર્તિ બેસાડી દીધી. તેમના જીવનના નમુના સામાન્ય મનુષ્યો આગળ તાદૃશ્ય ખડા રહિ શકતા નથી તેથી તેમના કાર્યોનું ભાન થાય અને મનુષ્યો તે નમુનાઓને જોઈ પોતાનો મોક્ષ સાધી શકે એ તેનો હેતુ છે; પણ તે ભૂલી જઇ બહારની ક્રિયાઓમાં તેઓ લચ્યા પચ્યા થઇ ગયા. કેટલીકવાર તેવાં પવિત્ર સ્થળોમાં પણ અનાચારો થાય છે. તેનું કારણ એ છે કે તેમનામાં ' પવિત્રતાની ' છાપ ભુસાઈ ગયેલી હોય છે. આવાં સ્થળોમાં આળસ અને અનાચારને ઘણી વખત પોષણ મળે છે.

વૈદિક કાલમાં મનુષ્યો ઈશ્વરીસત્તાથી આશ્ચર્ય પામી તેમાં એક તાન થઇ જતા. આશ્ચર્યના અવસરો તેમને વિશેષ મળતા અને તેથી 'આત્મભાવ'ની જાગૃતિ તેમનામાં રહેતી; પણ કાલાંતરે 'આત્મભાવ'ની અવજ્ઞતા થવા માંડી ત્યારથી તે વસ્તુ દૂર કરવા, અને મનુષ્યની દુર્બળતા જાણી તેના ઉપર ઉપકારં કરવા ઋષિમુનિઓએ મૂર્તિપૂજા દાખલ કરી. ભાગવતકાર એક સ્થળે કહે છે કે " હે રાજા મનુષ્યોની આત્મભાવની અવજ્ઞતા જોઇને કવિઓએ (દૃષ્ટાઓએ) ત્રેતાયુગોમાં હરિની અર્ચા ક્રિયા માટે કરી. " પાંચરાત્રધર્મમાં પરમાત્માનાં પાંચ પ્રકાર કે સ્વરૂપ મનાયાં છે. તેઓ નીચે પ્રમાણે છે; પર, વ્યૂહ, વિભવ, અંતર્યામી અને અર્ચાવતાર. તેનુંજ અનુકરણ રામાનુજીએ કરે છે. તેઓ માને છે કે " પર વાસુદેવ વૈકુંઠમાં છે, વ્યૂહ વ્યૂહલો-

કોમાં છે, રામકૃષ્ણાદિ વિભવ કે અવતાર ગત કાલના છે, અંતર્યામી એકલા યોગીઓને સુલભ છે તેથી સામાન્ય મનુષ્યો માટે અર્ચાવતાર સિવાય રસ્તો નથી અને તેનું પૂજન પ્રત્યેક જનથી થઈ શકે છે. યોગનો હેતુ ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવાનો છે અને તેથી પાતંજલ યોગ-સૂત્ર ( ૧. ૨. ) તેનું લક્ષણ 'ચિત્તવૃત્તિનિરોધ' આપે છે. આ લક્ષણ ગીતાકારનાં આપેલાં લક્ષણોથી જુદું પડે છે. " સમત્વ યોગ કહેવાય છે " (૨. ૪૮) " કર્મોમાં કુશળતા તે યોગ " (૨. ૫૦); છતાં પણ નિરોધને અંગેજ સમતા અને કાર્યકુશળતા આવે છે. આથી મનને વશ રાખવા માટે નિરોધ કરવાની જરૂર છે. ( પાંચ પ્રકારની વૃત્તિઓનો ) નિરોધ અભ્યાસ અને વૈરાગ્યથી થાય છે; (યો. સૂ. ૧. ૧૨) અને તેને સંપૂર્ણ રીતે વશ રાખવાની કોશિષ કરવી તેનું નામ અભ્યાસ. યોગમાર્ગથી ભક્તિમાર્ગ અહીં કંઈક જુદો પડે છે. ભક્તિમાર્ગમાં વૃત્તિઓ અટકાવવાને બદલે સર્વ વિચારો અને વૃત્તિઓનું વહન ઇશ્વર તરફજ વાળ-વામાં આવે છે. યોગસૂત્ર પણ કહે છે કે ઇશ્વરના પ્રણિધાન ( કે ભક્તિ)થી પણ તે નિરોધ થાય છે. (૧. ૨૩) જો કે ઇશ્વરનું યોગસૂત્રોમાં આપેલું લક્ષણ શુદ્ધાદ્વૈત સિદ્ધાંતથી જુદું પડે છે, છતાં પણ તે લક્ષણો વિનાનો શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનો ઈશ્વર નથી. એક પુરૂષ–વિશેષ નથી, પણ સર્વ 'પુરૂષો'નું આદિકારણ પુરૂષોત્તમ છે. તેજ ઈશ્વર કે જે

કાલ બદ્ધ નથી તે પૂર્વે થઇ ગયેલા સર્વનો પણ ગુરૂ છે. (૧. ૨૬) ધ્યાન કરવાના વિષયોમાં પતંજલી એક ચોક્કસ વિષય બતાવતા નથી પણ પોત પોતાની રૂચિ ઉપર તે મૂકી દેવામાં આવે છે. તે કહે છે કે "જે વસ્તુ તમને સારી લાગે તેનું ધ્યાન કરવાથી પણ" (સૂ. ૧. ૩૯) હવે પ્રશ્ન એ ઉભો થાય કે કયી વસ્તુને ધ્યાતા પસંદ કરશે? પોતાની ઇષ્ટમાં ઇષ્ટ કયી વસ્તુ છે, તે નક્કી કરવાથી જણાશે કે તે પરબ્રહ્મજ છે." ઇશ્વરના પ્રણિધાનથી સમાધિ થાય છે" એવો યોગસૂત્રકારનો મત છે; પણ ઇશ્વરનું પ્રણિધાન કરવાને તેની મૂર્તિ આવશ્યક છે એટલે શરૂઆતમાં પ્રતીકની જરૂર રહે છે. વિચારોને કેન્દ્રીભૂત કરવા એક કેન્દ્રતો જોઇએ, અને તે સૌથી સુંદર અને મનને ગમે તેવું જોઇએ. તેવું કેન્દ્ર યોગેશ્વર રસેશ્વર શ્રી બાલ કૃષ્ણ સિવાય બીજું કયું હોઇ શકે? આ દૃષ્ટિ ધ્યાનમાં લઇને મનને આકર્ષણ કરનાર બંસીધર ગોપાલ કૃષ્ણ સંપ્રદાયમાં સેવ્યસ્વરૂપ ગણાય છે. યશોદાના બાલજ સેવ્ય સ્વરૂપ બનવાને લાયક છે, એમ આ સંપ્રદાયનું મંતવ્ય છે, અને તે યોગ્ય છે. તેનીજ મૂર્તિ દૃષ્ટિ સમીપ રાખવાથી અને તેનું ધ્યાન ધરવાથી ચિત્ત પ્રભુમાં પરોવાઇ જાય છે. જેમ બને તેમ એ મૂર્તિ સુંદર હોય, અને ભિન્ન ભિન્ન સામગ્રીઓથી સુંદર બનતી જાય તેમ તેમ મૂર્તિમાં વારંવાર એકચિત્તતા કરવાનું ઠીક

પડે છે. જ્યારે ધ્યાનની સ્થિતિ સિદ્ધ થાય છે ત્યારે તદ્દન અવનવોજ આનંદ થાય છે. ટુંકમાં તે નિરોધની સ્થિતિમાં પહોંચે છે. શ્રીવલ્લભ ભાગવત તત્ત્વજ્ઞના સત્સંગમાં રહી, તેની સેવામાં રહેવાનું કહે છે તેટલું મૂર્તિપૂજા ઉપર ધ્યાન આપવાનું કહેતા નથી, " કૃષ્ણની સેવામાં તત્પર, દંભ વિનાના, શ્રી ભાગવતના તત્વના જાણનારની આદરથી જીજ્ઞાસુએ સેવા કરવી જોઈએ. **અથવા તેના અભાવમાં** પણ કવચિત્ હરિની પોતાની મેળે મૂર્તિ કરીને હંમેશાં પરિચર્યા કરવી જોઈએ અને તેમાં ભગવાનનું રૂપ છે, કારણ કે તે સાકાર અને વ્યાપક છે, વિશેષમાં તેમાં મંત્રનું વિધાન કરેલું છે. યથાશકિત ઉપચારો વડે ભકિતથી શ્રીકૃષ્ણની પૂજા કરવી જોઈએ. જેમ વસ્ત્રોથી અને આભરણોથી તેની સુંદરતા વધે તેમ તેને પ્રેમથી અને સ્થાન પરત્વે શણગારવા જોઇએ. " ( ત. નિ. ૨. ૨૨૭–૩૦ )

સેવા બે પ્રકારની છે. બાહ્ય અને આંતરિક. ધ્યાનની જ્યારથી આવશ્યકતા જણાઇ, ત્યારથી જ બાહ્ય પ્રકાર પર ધ્યાન અપાયું છે, ચિત્તનું બરોબર પરોવાવું તેનું નામ સેવા ( સિ. મુ. ૨. ) તેમ થવા માટે અનેક પ્રકારના અલંકારો અને શણુગારો યોજાયલા છે. જેમ બાળકને શણુગારવામાં અને અલંકૃત કરવામાં તેના તરફનો પ્રેમ જણાવાય છે તેમજ બાળકની ઇચ્છાને આધીન માબાપ થાય છે અને બાળકનો ભાવ તેજ તેમનો ભાવ થાય છે; તેમ શ્રી

કૃષ્ણના ભાવમાં ભક્તજન તલ્લીન બને છે, અને ભાવમાં તરબોળ થવાથી, મૂાતનો ભાવ ઉડી જઈ, શ્રીકૃષ્ણ ભાવજ કાયમ થાય છે. દૈહિક સ્થૂલ બંધનનો પાસ નાબુદ થઇ એક ચૈતન્ય રસનોજ આનંદ અનુભવાય છે. આ પ્રમાણે બાહ્ય સેવાના પ્રકારથી પણ આંતરિક સેવા સિદ્ધ થાય છે આંતરિક સેવા સિદ્ધ થયા પછી બાહ્યસેવા ઉપર ભાર મૂકી શકાય નહિ. તેથીજ વલ્લભ કહે છે કે "માનસી સેવા મોટી છે એમ કહેવાય છે. (સિ. મુ. ૧) માનસીસેવામાં મનની ક્રિયાઓની વિશેષ અગત્યતા છે. મનને રોકવું એટલે તેનો નિરોધ કરવો એ તેનું સાધ્ય છે. તેના માટે જપની ભાવના કરાયલી છે. તેથીજ શ્રીકૃષ્ણ પરમાત્માએ યજ્ઞોમાં નિર્દોષ "જપયજ્ઞ"નું માહાત્મ્ય ગાયું છે. જપથી મનનો નિરોધ થઈ પ્રભુમાં મન પરોવાય છે. શ્રીકૃષ્ણ નામનો જપ કરવાનું વલ્લભ કહે છે. જપ એટલે અર્થહીન અક્ષર સમૂહનો પોપટીયો ઉચ્ચાર નહિ, પણ તે શબ્દથી સૂચવાતા ભાવોનું સ્મરણ. તેથીજ યોગસૂત્ર કહે છે કે "તેનો જપ અને તેના અર્થનું ભાવન (કરવું જોઇએ) ૧. ૨૮)." પ્રભુના ચરિત્ર અને મહાત્મ્યના વિચારથી તેના શરણની ભાવના ઉદ્‌ભૂત થાય છે, અને તેથી અષ્ટાક્ષર શરણમંત્રનો ઉપદેશ કરાય છે. આથી જીવનું અહંત્વ અને મમત્વ નાબુદ થાય છે. એટલે જીવ કલ્પિત સંસારની હાનિ થઇ, પ્રભુજીવનનો ભાગીઓ થાય છે. ત્યાર પછીથી પ્રભુનુંજ સર્વ

છે એવી ભાવના જાગે છે, અને તેથી પ્રભુને સર્વ અર્પણ કરી, સેવક ભાવે અને પ્રસાદ રૂપે વસ્તુઓનો ઉપભોગ કરે છે. આનેજ આત્મનિવેદન કહે છે. પોતાની જાતનું અને તેની અંગતના સર્વનું નિવેદન પ્રભુને કરાય છે. આથી કર્મ તેને બંધનકારી થતું નથી, કારણ કે સર્વના નિમિત્ત ઇશ્વરને માટે સર્વ કર્મ કરાય છે.

"હરિમૂર્તિનું સદા ધ્યાન ધરવું જોઇએ, કારણકે સંકલ્પ માત્રથી (તે) ત્યાં છે." (નિ. લ. ૧૭)



# (૮) ગુરૂશિષ્ય પરંપરા વિચાર.

'ગુરૂવિના જ્ઞાન મળે નહિ' એ એક સામાન્ય ઉક્તિ ગુરૂનું મહાત્મ્ય બતાવે છે એટલુંજ નહિ પણ જ્ઞાનમાં તેમની કેટલી બધી અવશ્યકતા છે તે પણ જણાવે છે. વિશેષમાં તેથી સ્ફુટ થાય છે કે જેને આપણે ગુરૂ કહીએ છીએ તે જ્ઞાનનો ભંડાર કે જ્ઞાની તો જરૂર હોવો જોઇએ. હવે પ્રશ્ન એવો ઉદ્દ્ભવે છે કે સૃષ્ટિના ઉત્પત્તિકાળથીજ ગુરૂ છે કે નહિ. શિષ્યને ગુરૂની પરંપરા ગમે તેટલી આપણે પાછી ખેંચીએ તોપણ વિચાર દૃષ્ટિથી તેનો અંત આવે નહિ. પરંપરાનો શિષ્ય ગુરૂ બને છે તો પ્રથમ ગુરૂ કયો ? "આશ્ચર્યતા"ની લાગણી મનુષ્યમાં સર્વ કાલે છે, અને તેજ સૃષ્ટિના ગહન પ્રશ્નોમાં મનુષ્યની બુદ્ધિને પરોવે છે. એક રીતે તો તત્ત્વજ્ઞાનનું મળ તે લાગણીમાં છે. આકાશની અનંતતા, વિશાળતા, અને વિચિત્રતા જુવો કે હૃદયની ગંભીરતા અને ગહનતા નિહાળો કે તરતજ કોઈક તેનાથી અનંતગણો મહાન્ છે એવું ભાન આવે છે. તેનાથીજ 'મહત્તાની મૂર્તિ'ની કંઈક ઝાંખી થાય છે. ત્યાંથીજ કંઇક કંઇક પ્રેરણા મળ્યાજ જાય છે; અને વિચાર સાગરમાં તલ્લીન થાય છે; પ્રશ્નોનો કંઇક કંઇક ઉકેલ કરે છે; અને તે ઉકેલને જાળવી શિષ્ય આગળ વધે છે. આથી એમ સિદ્ધ

થાય છે કે પરંપરાની મર્યાદા પ્રેરક તત્ત્વ ઈશ્વરમાંજ અટકે છે. પતંજલી મુનિ પણ કહે છે કે "તે પૂર્વના ગુરૂઓનો પણ ગુરૂ છે" (યો. સૂ. ૧. ૨૬) અને તેજ સૂત્ર તેનું કારણ એવું આપે છે કે "તેને કાલની સીમા નહિ હોવાથી." તે વિચારોને **સમજીને સંઘરી રાખવા માટે** તે કાલમાં ઉત્તમ પ્રકારના શિષ્યની જરૂર હતી અને હાલ પણ તેની આવશ્યકતા કંઇ ઓછી નથી. તેવા ગુહ્ય વિચારોને સમજવા માટે સામાન્યવર્ગના મનુષ્યો અશક્તિમાન હોય છે. સંસ્કાર પામેલા ત્રૈવર્ણિક દ્વિજોજ તેને માટે યોગ્ય ગણાતા, અને તેમના સિવાયના અન્ય વર્ગોમાં ભાષાની શુદ્ધિ ભાગ્યેજ હોતી. હાલ પણ આપણે જોઇએ છીએ કે સંસ્કાર વિનાના લોકોમાં ભાષાની શુદ્ધિ જોવામાં આવતીજ નથી. પરદેશી કે મ્લેચ્છ લોકો કે જેઓની ભાષાઓમાં "બાવનના મેળ" કરતાં ઓછા અક્ષરો છે તેમની ભાષા કે બોલી અશુદ્ધ હજુ પણ સર્વત્ર જોઇએ છીએ, આજ કારણોને લઇને શિષ્યની લાયકાત જોવામાં આવતી. જે પાત્રને બ્રહ્મજ્ઞાન આપવામાં આવતું તેની પૂર્ણ પરીક્ષા થતી, નચિકેતાની તેવી કસોટી મહાત્મા યમે કરી હતી (ક. ઉ. ૧. ૨૩–૨૮); અને જ્યારે તે કસોટીમાંથી પસાર થયો ત્યારેજ તેને બ્રહ્મજ્ઞાનનું દાન કરવામાં આવ્યું. જીજ્ઞાસા અને યોગ્યતા એ બ્રહ્મજ્ઞાન જાણવા ઇચ્છનારાઓમાં અત્યંત આવશ્યક છે. કેટલીક વાર "વર્ણ" કરતાં પણ તે ગુણોને

લીધે શિષ્યોની પસંદગી વહેલી થાય છે. સત્યકામ જાબાલનો દાખલો તેનો પુરાવો છે.

પરંપરાનો વિચાર કરતાં માલમ પડે છે કે ગુરૂશિષ્ય પરંપરા આપણે ઉપનિષદ્ કાલમાં પણ બે પ્રકારની જોઇએ છીએ. (૧) પિતા અને પુત્ર કે જેઓ જ્ઞાનદષ્ટિથી ગુરૂ અને શિષ્ય પણ હોય છે. ઉદ્દાલક અને શ્વેતકેતુ (છાં. ઉ. અ. ૬.) કે જ્યાં ઉદ્દાલકમુનિ શ્વેતકેતુને "બ્રહ્મબંધુ જેવો નહિ રહેવાનો ઉપદેશ આપી વેદાભ્યાસ માટે ગુરૂને ત્યાં મોકલે છે અને ત્યારપછીથી વેદજ્ઞાનથી ગર્વિત થયેલા શ્વેતકેતુના ગર્વનું ખંડન કરી, નમ્ર બનેલા શ્વેતકેતુને બ્રહ્મજ્ઞાન આપવામાં આવે છે તે પ્રસંગ વર્ણવાયો છે. બીજું એવુંજ ઉજ્જવલ દૃષ્ટાંત વરૂણ અને ભૃગુનું છે (તૈ. ઉ. ભૃગુવલ્લી ૧. ) ૨. સનત્કુમાર અને નારદ ( છાં. ઉ. અ. ૭. ૧ ). પ્રજાપતિ અને ઇન્દ્ર ( છા. ઉ. અ. ૯–૧) વિગેરે. આ બધી પરંપરાઓનો લોપ થયેલો જણાય છે. પણ ખરી પરંપરા તો આપણે મુણ્ડકોપનિષદ્ (૧. ૧–૩)માં જોઇએ છીએ. ત્યાં કહેવાયું છે કે " બ્રહ્માએ પોતાના જ્યેષ્ટ પુત્ર અથર્વને સર્વ વિદ્યા જેમાં પ્રતિષ્ઠિત છે એવી બ્રહ્મ વિદ્યા આપી. અથર્વે તેજ વિદ્યા અંગિરને આપી, તેણે ભારદ્વાજ સત્યવાહને આપી; અને સત્યવાહે અંગિરસને આપી અને અંગિરસ પાસેથી શૌનક તે વિદ્યા પામ્યો. " આ પરંપરામાં બંને મિશ્રરૂપમાં જોઇએ છીએ. આથી એમ સિદ્ધ થાય છે કે

ગુરૂ ગૃહસ્થ હોય તો વિદ્યા પોતાના પુત્રને પણ યોગ્યાધિકારી ગણી આપે છે. સંન્યાસી ગુરૂને માટે તેવો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી શ્વેતાશ્વેતરોપનિષદ્ (૬.–૨૨) કહે છે કે "પહેલાંના કલ્પમાં વેદાન્તમાં કહેવાયલું ગણું ગુહ્ય (જ્ઞાન) પ્રશાન્ત ન હોય તેને આપવું જોઇએ નહિ. પુત્ર ન હોય અથવા શિષ્ય ન હોય" (એટલે કે પ્રશાન્ત ન હોય તેવા પુત્ર કે શિષ્યને પણ બ્રહ્મજ્ઞાન આપવું જોઇએ નહિ.); શબ્દો પરથી બીજો એવો અર્થ પણ થાય કે પુત્ર કે શિષ્ય સિવાયના બીજા કોઇ પ્રશાન્ત માણસને બ્રહ્મજ્ઞાન આપવામાં હરકત નથી. બીજા અર્થ પ્રમાણે પ્રશાન્ત, પુત્ર અને શિષ્યને બ્રહ્મજ્ઞાન આપી શકાય; અને આવે સ્થળે અપ્રશાન્ત પુત્ર કે અપ્રશાન્ત શિષ્યને તે જ્ઞાન અપાવવું જોઇએ કે નહિ તે પ્રશ્ન ઉભોજ રહે છે; અને તે અર્થ પ્રમાણે તેનો નિવેડો કહેલો નથી. પુત્ર કે શિષ્ય પ્રશાન્ત હોય તેને માટે એ પ્રશ્ન રહેતોજ નથી.

આ ઉપનિષદ્ યુગ પછીથી સંન્યાસી પ્રવર્તિત ધર્મોનો યુગ આવ્યો તે ધર્મોમાં મુખ્ય બૌદ્ધ અને જૈન છે. તેવા ધર્મોમાં પિતાપુત્ર પરંપરાનો અસંભવજ છે. શંકરાચાર્યજી પ્રવર્તિત ધર્મ પણ તેજ પ્રકારનો હોવાથી તેમાં પણ તેજ રીતિ છે. જ્યાં ગૃહસ્થ ધર્મનોજ અંગીકાર ન હોય ત્યાં તે પ્રશ્નજ રહેતો નથી. ભાગવત ધર્મની પ્રણાલિકા તેથી જુદી હોઇ શકે અને તેનું મૂળ પણ ઉપનિષદોમાં છે. રામા-

નુજ સંપ્રદાયમાં ગુરૂની ગાદીએ વિદ્વાન્ પુત્ર અને શિષ્ય આવે છે. શ્રીમદ્ વલ્લભાચાર્યે તેવી કોઈ પ્રણાલિકા બાંધી હોય એમ જણાતું નથી તેમણે સાડાત્રણ શિક્ષા શ્લોકોથી જણાવી દીધું છે કે પોતાના પુત્રો બહિર્મુખ થશે ત્યારે પ્રવાહી જીવો જેવાજ થઇ જશે. આ વાત તેમના વંશજોને પણ લાગુ પડે. શ્રીવલ્લભ તત્ત્વદીપનિબંધમાં આજ્ઞા કરે છે કે "જિજ્ઞાસુએ દંભ વિગેરેથી રહિત, કૃષ્ણસેવામાં તત્પર અને શ્રી ભાગવતના તત્ત્વને જાણનાર નરને જાણીને આદરથી તેનો આશ્રય કરવો ( કે સેવન કરવું ). તેના અભાવમાં હરિની મૂર્તિ કરીને પણ સેવા ( પરિચર્યા ) કરવી જોઇએ, અને (તે) તે રૂપમાં ત્યાં રહેલો છે." ( ૨. ૨૨૭–૨૨૮ ) આ પરથી સિદ્ધ થાય છે કે વલ્લભ વિશાળ દષ્ટિથી ભગવાન્‌ને પ્રિય એવા ભાગવતના તત્ત્વને જાણનાર "કૃષ્ણ" ભકતનો આશ્રય કરવાનું કહેલું છે. વલ્લભે પોતેજ "કૃષ્ણ" શબ્દનો અર્થ ગોપાલ તાપનીયોપનિષદ્‌ને આધારે બ્રહ્મવાચક કહેલો છે અને "ભાગવત"ની વ્યાખ્યા પણ વેદના અર્થ કૃષ્ણવાકયને અનુસરીને કરનારા શુદ્ધ બ્રહ્મવાદી " કરેલી છે. ( ત. નિ. ૧. ૨૧ ) આ પરથી જણાય છે કે વલ્લભે બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય ભક્તિનું સેવન કરવાનું કહેલું છે. આ ભક્તિની દષ્ટિ છે. જ્ઞાનની દષ્ટિથી "શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂનો" આશ્રય કરવાનું મુણ્ડકોપનિષદ્ ૧. ૨–૧૨ કહે છે.

---

# (૯) ઉપસંહાર.

આપણે ઉપર જોઈ ગયા કે બ્રહ્મવાદ એ ઉપનિષદોનો સિદ્ધાંત છે. અંતિમ તત્ત્વ બ્રહ્મજ છે. તેનો સ્વીકાર સર્વ વૈદિક આચાર્યો કરે છે; પણ તેઓ બ્રહ્મના વિચારને જુદી જુદી રીતે સમજે છે. શંકરાચાર્ય નિરાકાર બ્રહ્મને પરબ્રહ્મ સમજે છે. તે જ્ઞાન ઘનરસ છે. તેઓ "ચિતિવાદ" નો સ્વીકાર કરે છે. પારમાર્થિક દૃષ્ટિથી વિજ્ઞાનઘન સિવાય બીજું કંઇજ નથી. તેમનો વાદ શુષ્ક જ્ઞાનવાદમાં પરિણમે છે. તેમની દૃષ્ટિમાં જગત્ વ્યવહારિક દૃષ્ટિથી સત્ય છે જ્યારે પારમાર્થિક દૃષ્ટિથી તે ભ્રમ માત્ર છે. રામાનુજ બ્રહ્મના ત્રણ પૃથક્ અવયવો કલ્પે છે. જગત્, જીવ અને અંતર્યામી એ તેમણે કલ્પેલાં તત્ત્વો છે. બ્રહ્માવયવીના આ ત્રણ અવયવો છે. તેમાં અંતર્યામી એ અંતિમ તત્ત્વ છે. અંતર્યામી શરીરી છે જ્યારે જીવ તેનું શરીર છે, અને જીવ દેહનો શરીરી છે. આ પ્રમાણે રામાનુજ વિશિષ્ટાદ્વૈત સાધે છે. તેઓ બ્રહ્મના સાકાર રૂપ ઉપર વધારે ભાર મૂકે છે સાંખ્યોની માફક પરિણામ વાદનો સ્વીકાર કરે છે. જગત્ રૂપી સત્ તત્ત્વ પરિણામી છે. તેમનામાં ત્રણે સત્ય છે. વલ્લભ બ્રહ્મનું અનવગાહ્ય માહાત્મ્ય કબુલે છે. તેઓ માને છે કે બ્રહ્મ દ્વંદ્વાતીત હોવા છતાં, દ્વંદ્વરૂપ પણ તે છે. તે સાકાર

અને નિરાકાર છે. શક્તિ શક્તિમાનથી જુદી નથી અને માયા તની સર્વભવન સમર્થ શક્તિ છે અને તે સત્ય છે. જગત્ એ પ્રભુનું જ આધિભૌતિક રૂપ છે અને તેને ભગવાન્ એકજ અંશથી ધારણ કરી રહ્યા છે. જ્ઞાનમાર્ગમાં "માયા" શબ્દજ બતાવી આપે છે કે જગત્ જેવું કંઈક છે, પણ તે શું છે તે કહી શકાતું નથી એટલે કે તે 'સદસદ નિર્વચનીય' છે. કંઈક નહિ બોલી શકાય એવું તે છે–નથી. આનો એટલો અર્થ કે શ્રુતિ આ સર્વ ખરેખર બ્રહ્મ છે એમ કહેવા છતાં પણ બુદ્ધિ આ દ્વૈત પ્રપંચને સમજાવવાને અશક્તિમાન્ છે. બુદ્ધિ મરી જાય એટલે ભાવથી ભાવગમ્ય પુરૂષ તરફ મનુષ્ય વળે છે અને તેને અનુભવે છે. સાહજીક ભૂમિકા ( ઈન્સ્ટીંકટીવ લેવલ ) માંથી જ્યારે માણુસ બૌદ્ધિક ભૂમિકામાં જાય છે ત્યારે મનુષ્ય બુદ્ધિની શક્તિથી સર્વ કાંઇ પ્રાપ્ય છે એમ સમજે છે, પણ થોડા વખતમાં તેને સમજણ પડી જાય છે કે બૌદ્ધિક ભૂમિકા (રૅશનલ લેવલ ), જો કે વહેમો અને બીજા દોષોથી મુક્ત કરે છે, છતાં પણ તેને દ્વૈતની ભૂમિકા કે જ્યાં "ભય અને દુઃખ છે તેમાંજ રાખે છે. મનુષ્ય તેથી સંતુષ્ટ થતો નથી. પશુમાંથી મનુષ્ય બને તેમાં તેનું ધ્યેય નથી. તેને તો કોઇ દિવ્ય અદ્વૈત ભૂમિકા કે જ્યાં સર્વત્ર આનંદ છે ત્યાં જવું છે અને તદ્રુપ થઈ તેનો આનંદ મેળવવો છે. બૌદ્ધિક ભૂમિકામાંથી ભાવભૂમિકામાં જઈને રહેવું છે. કારણકે તે ભૂમિકામાં જ ( ઇન્ટયુ-

શનલ લેવલ ) આનંદની લહેરીઓ સ્ફુરે છે. તે ભક્તિ ભૂમિકા કહી શકાય. જ્ઞાન પછીથીજ ભક્તિ થાય. મર્યાદામાં મનુષ્ય પ્રયત્નનીજ જરૂર. પૃષ્ટિ તો કોઇક વિરલ જીવ પર ઉતરે અને તેથી તેને દિવ્યજ્ઞાન અને પરા ભક્તિ મળે.

પરિણામવાદમાં ઉત્પાદક ઉદ્દાલક મુની છે; અને બધા પરિણામવાદીઓ તેમનાં છાંદોગ્યોપનિષદ્‌ના ( અ. ૬. ૧. ૪. ૬ ) વચન પર આધાર રાખે છે. ઉપનિષદ્ કાલના તેઓ એક મહાન્ તત્ત્વચિંતક છે, અને તેમનાજ શિષ્ય યાજ્ઞવલ્ક્ય મુનિ થાય ( જુવો બૃ. ઉ. અ. ૬. ૩. ૭ ). તેમણે વાપરેલો 'સત્' શબ્દ ચેતનાત્મક છે ( જુવો. છાં. ઉ. ज. ૬. ૨. ૩. " તેણે જોયું; " ) છતાં પણ તેને જો જડાત્મકજ લેવામાં આવે તો સાંખ્યોનો પ્રકૃતિવાદ સિદ્ધ થાય. એક ભૌતિક તત્ત્વવાદની શરૂઆત પણ ત્યાંથી થયેલી ગણાય અને ચોવીસ તત્ત્વોના સાંખ્યનું મૂળ ત્યાં છે. બાદરાયણાચાર્યે " આત્મકૃતિના પરિણામથી " સૂત્રદ્વારા ઔપનિષદિક અર્થ સ્ફુટ કર્યો; અને તેમનુંજ અનુકરણ રામાનુજાચાર્યે તથા વલ્લભાચાર્યે કર્યું, પણ પહેલામાં સાંખ્યના પ્રકૃતિવાદની છાપ છે, કારણ કે તેઓ સત્પરિણામવાદી છે અને " સત્ " ને બ્રહ્મદેહ ગણ્યો છે; તેથીજ બીજાજ બ્રહ્મવાદી હોવાથી બાદરાયણના પરિણામવાદના ચુસ્ત અનુયાયી છે. વિવર્તવાદનાં મૂળ નાગાર્જુનની કારિકાઓ ( ૯. ૧, ૨૬. ૮ ) માં છે, અને તે ગૌડપાદની કારિકા–( ૨. ૨૧ )ની મારફતે શંકરાચાર્યમાં ઉતરી આવ્યાં

છે. વિકૃત પરિણામવાદની ખામી તે વાદે બતાવી, અને તેને ગ્રહણ કર્યો નહિ. વલ્લભાચાર્યે મૂળ અર્થ સ્ફુટ કરવા માટેજ અવિકૃત વિશેષણ પરિણામ પહેલાં યોજ્યું અને તે દ્વારા બ્રહ્મપરીણામવાદ સિદ્ધ કર્યો.

શાંકરમત જ્ઞાન–પ્રાધાન્ય છે અને વલ્લભમત ભક્તિ–પ્રાધાન્ય છે અને તેથી તેમનાં દૃષ્ટિબિંદુઓમાં ભેદ હોય એ સ્વાભાવિકજ છે. એમ હોવા છતાં પણ તેમાં વિચારોનું કેટલુંક સામ્ય છે. એક અથર્વવેદના મુણ્ડકોપનિષદ્ ( ૧. ૧. ૪ ) ના આધારે બે પ્રકારની વિદ્યાઓ “ પરા અને અપરાઓનો સ્વીકાર કરે છે, બીજો ભક્તિના પ્રવર્તકાચાર્યો જેવા કે શાંડિલ્ય ( સૂ. ૪૯ અને ૭૨ ), નારદ ( સૂ. ૩૮ અને ૫૬ ) અને ભ. મી. ૯. ૨. ૧. ) વિગેરેને આધારે “ મુખ્યા અને ગૌણી, ” “ નિર્ગુણ અને સગુણ ” “ પરા અને અપરા ” વિગેરે દ્વિવિધ વિભાગ ભક્તિના કરે છે. એકનું સાધ્ય જ્ઞાનરૂપી બ્રહ્મ છે બીજાનું પ્રેમરૂપી બ્રહ્મ છે. એક પારમાર્થિક જ્ઞાનથી મોક્ષસિદ્ધિ માને છે; બીજો પુષ્ટિ-ભક્તિ કે પરાભક્તિથી મોક્ષ થાય છે. એમ માને છે. બંને તેવા જીવોનો બ્રહ્મભાવ થવાથી સદ્યોમુક્તિ થાય છે. એક વ્યાવહારિક સત્તામાં રહેલા જીવનો અપરાજ્ઞાન, કર્મ, કે ઉપાસનાથી ક્રમિકમોક્ષ માને છે, જ્યારે બીજો જ્ઞાન, કર્મ, સગુણભક્તિથી તેમ થાય છે એમ ગણે છે. પ્રાતિભાસિક સત્તામાં રહેલો જીવ કે પ્રવાહી જીવનું આવાગમન

થયાજ કરે છે. પારમાર્થિક જ્ઞાન એ અનુભવગમ્ય છે અને લૌકિક પ્રમાણુ વિભાગ જેવા કે પ્રત્યક્ષાનુમાનાદિથી અતીત છે. તેવીજ રીતે પુષ્ટિભક્તિ મુખ્યત્વે કરીને પ્રભુની કૃપા ઉપરજ અવલંબે છે. આથી બંને વેદાતીત માર્ગનો ઉપદેશ કરે છે.

તેઓ મુખ્યત્ત્વે સિદ્ધાન્તોની બાબતમાં જુદા પડે છે. એકનો બ્રહ્મવિચાર એક ગતિહીન સ્થિર તત્ત્વ તરફ લઈ જાય છે; જ્યારે બીજો બ્રહ્મવિચાર સ્થિર અને ગતિવાન્ વેદોથી સિદ્ધ કરી અલૌકિક મહાત્મ્યવાન્ અને પ્રેમસ્વરૂપ છે એમ કહે છે; અને તેથી તે તત્ત્વ સ્થિર હોવા છતાં ગતિયુક્ત છે. આત્મા શુદ્ધ, બુદ્ધ, અને કૂટસ્થ છે અને તેથી કર્ત્તા, ભોક્તા વિગેરે હોઈ શકે નહિ; વલ્લભ તે શુદ્ધ, બુદ્ધ વિગેરે ગુણયુક્ત હોઇ અલૌકિક અર્થમાં કર્ત્તા, ભોક્તા વિગેરે હોઈ શકે એમ સ્વીકારે છે. આ પ્રમાણે વલ્લભનો બ્રહ્મ સંબંધીનો વિચાર સર્વવિરૂદ્ધધર્માશ્રયનો છે, અને તેજ તેની મોટાઇ બતાવે છે. માયા શબ્દનો પ્રયોગ બંને કરે છે; પણ શંકર તેનો ઉપયોગ ભ્રમના અર્થમાં, અજ્ઞાનના અર્થમાં અથવા તો જગત્‌ને સમજાવવા જોઇતા તત્ત્વ તરીકેનો ઉપયોગ કરે છે, જ્યારે વલ્લભ મુખ્યત્વે બ્રહ્મની સર્વભવનસામર્થ્યશક્તિના અર્થમાં તે શબ્દનો પ્રયોગ કરે છે. શંકરનો વિચાર બુદ્ધિયુક્ત વિચારોના વિસ્તાર પછીથી એટલે કે સાંખ્ય, બૌદ્ધ, જૈન વિગેરે સ્વતંત્ર બુદ્ધિ

પ્રાધાન્ય તત્ત્વજ્ઞાનો પછીથી થયેલો હોવાથી તેમના વિચારોનો પણ સંબદ્ધ સમન્વય છે. અને વિચારની જ્ઞાનદૃષ્ટિથી ઘણી ખીલવણી બતાવે છે. વલ્લભ ભક્તિવિચારો પછીથી થયા હોવાને લીધે તેમના વિચારોમાં ઔપનિષદિક જ્ઞાન, સાંખ્ય, અને ભગવદ્ગીતાથી સંક્ષિપ્ત વર્ણવાયલી ભક્તિના વિચારોની જે ખીલવણી પછીના ભક્તિના આચાર્યોથી થઈ અને ભાગવતમાં પરિણમી તેમનો સુયોગ સમન્વયરૂપે જોવામાં આવે છે. સુસ્પષ્ટ કહીએ તો શંકરતત્ત્વજ્ઞાન યાજ્ઞવલ્કયના સ્વપ્નાવસ્થાના વિચારોથી શરૂ થઈ, સાંખ્ય અને બૌદ્ધ વિચારોથી યુક્ત બની જાણીતી ત્રયીના ભાષ્યોરૂપે બહાર આવે છે. વલ્લભતત્ત્વજ્ઞાન મુખ્યત્વે તૈત્તિરીયોપનિષદ્, ઉદ્દાલકના તત્ત્વવિચાર, બ્રહ્મસૂત્રો અને ભગવદ્ગીતા, સેશ્વરસાંખ્ય, અને ભાગવતમતના ભક્તિમાર્ગીય પુસ્તકો જેવાં કે શાંડિલ્યસૂત્રો, નારદસૂત્રા, ભાગવત વિગેરેના વિચારોના સમન્વયરૂપે છે. એક જો જ્ઞાનશિખરે હોય તો બીજું ભક્તિશિખરે છે. એક વ્યવહારિકદૃષ્ટિથી વેદોની આવશ્યક્તા જણાવે છે જ્યારે બીજો તેમને મર્યાદા વિભાગમાં મૂકે છે. એક જગતને માયિક ગણે છે, બીજો તેને ભગવદ્કાર્ય ગણી સત્ય માને છે. એક જગતના પ્રશ્નોનો ઉકેલ માયા અને તેની ઉપાધિઓથી કરે છે, બીજો તેનો ઉકેલ ભગવાન્‌ની આવિર્ભાવતિરોભાવશક્તિથી કરે છે. ” પ્રભુની જે દેશમાં જેવા પ્રકારથી જે સાધનથી આવિર્ભાવ પામવાની ઇચ્છા

થઈ, તેજ પ્રમાણે સર્વ બનીને આવિર્ભાવ પામે છે. ઘટાદિ આકારથી સંયુક્ત મૃદાદિ ભગવાનનું રૂપ છે; હરિની મૂલેચ્છાથી તેમાં તે પ્રકારનો ત્યારે આવિર્ભાવ થયો; અને બીજા રૂપના ભેદને લીધે તેજ (આવિર્ભાવ) તિરોભાવ છે......... પૂર્વરૂપનો તિરોભાવ તે પહેલાનો આવિર્ભાવ. બંનેને લોકમાં એક કરીને અધિક પરિણામને લીધે તથા ન્યૂનભાવને દૂર કરવાને લીધે વૃદ્ધિ વિગેરેથી બોલાય છે. " ( ત. નિ. ૨. ૧૪૧-૧૪૪ )

ભગવાનની ઇચ્છાથીજ આ સર્વ બનેલું હોવાથી, ભગવદિચ્છા ઉપરજ મોક્ષનો આધાર છે. અને તે પુષ્ટિ કે મર્યાદાથી અનુગ્રહ કરે તે પ્રમાણે તેની (જીવની) ગતિ થાય. જે રીતે જીવના મોક્ષ કે બંધ સાધવા હોય તે રીતે તે સાધે. આથીજ તેણે વિવિધ માર્ગ યોજ્યા છે.

કર્મમાર્ગની સિદ્ધિ થોડા શુદ્ધિ ઉપર આધાર રાખે છે. અને તેનો સંભવ આ સમયમાં હોઇ શકે નહિ. જ્ઞાનમાર્ગ સર્વને સુલભ નથી એટલુંજ નહિ પણ કદાચ જીવમાં ગર્વ ઉત્પન્ન કરે છે અને તેથી ભક્તિમાર્ગજ આ કાલમાં શ્રેયસ્કર છે. જ્ઞાનમાર્ગ પણ પ્રભુનુંજ માહાત્મ્ય જણાવે છે અને પ્રભુ તરફ દોરે છે. આ ભક્તિમાર્ગના મુખ્ય સિદ્ધાન્તો નીચે પ્રમાણે છે.

૧. અંતિમ તત્ત્વ એકજ છે, તે પૂર્ણાનંદ છે. તે સચ્ચિદાનંદ છે અને વિવિધ નામે જેવાં કે બ્રહ્મ, પરમા-

ત્મા, ભગવાન્, પુરૂષોત્તમ, કૃષ્ણ વિગેરે નામોથી વ્યવહરાય છે. તે પ્રકટાનંદ છે. તે સત્યનું સત્ય છે.

૨. જગત્ તેનોજ આવિર્ભાવ છે, નિરાનંદ છે. તે બ્રહ્મકાર્ય છે કારણ કે તેનું નિમિત્તોપાદાનકારણ છે અને તેથી તે સત્ય છે.

૩. જીવ અગ્નિવિસ્ફુલિંગ ન્યાયથી ભગવદંશ છે, મર્યાદિત, ચિન્મય અને જ્ઞાની છે. તે ગુપ્તાનંદ છે. અને નિત્ય છે. જીવસંઘના નિયંતા હરિ હોવાથી તેઓ અણુ છે. તેઓ અનન્તભાવને પામી શકે.

૪. "રસ" પ્રભુને પ્રાપ્ત કરવાને મુખ્ય સાધન ભક્તિજ છે; ધ્યેય પણ ભક્તિ છે. વ્રજાંગનાઓજ આ માર્ગમાં ગુરૂઓ છે, કારણ કે તેમણે રસમાર્ગમાં પહેલ કરી માર્ગ દર્શાવ્યો છે. પુષ્ટિભક્તોજ પ્રભુને પતિભાવે પૂજે, મર્યાદાભક્તો યશોદાનંદન કે બાલકૃષ્ણને સેવક ભાવે સેવે.

૫. ભક્તિનાં સાધનો ભગવચ્છાસ્ત્રો, ભક્તિગ્રંથો અને મહાનુભાવી બ્રહ્મનિષ્ટ ભાગવતોનો સંગ છે.

૬. ભક્તોએ અવશ્ય ધ્યાનમાં રાખવું કે વિષયાક્રાંત દેહમાં પ્રભુનો આવેશ થતો નથી તેથી બને તો વિષયોનો સમૂળગો ત્યાગ કરવો કે જેથી પ્રભુમાં મન લીન થાય; અને તેમ ના બને તો ધર્મથી વિરૂદ્ધ નહિ એવા વિષયોનું સેવન કરવું.

૭. ભક્તિમાં વર્ણ, વય કે જાતિ નિયામક નથી એમ ભક્તચરિત્રો સાક્ષી પૂરે છે.

૮. પ્રભુમાં દૃઢવિશ્વાસ રાખવો કે તે કોઇ દિવસ આશ્રિતજીવનું અહિત કરનાર નથી અને ગમે તેવા પાપી જીવનો પણ તે મોક્ષ સાધી શકે છે પણ તેણે તેનો આશ્રય ખરા જીગરથી કરવો જોઇએ. તેને દૃઢશ્રદ્ધા હોવી જોઇએ કે આત્મનિવેદિતને કોઇ પ્રકારની ચિંતા રહેતી નથી.

૯. જીવે કલ્પેલો અહંતામમતાત્મક સંસાર મિથ્યા છે.

૧૦. કોઇપણ પ્રકારની નિષ્ઠા કલ્પના માત્રથી થતી નથી, પણ સાધનોથી થાય છે. તેથી નિષ્ઠા પ્રમાણે સાધનોનું અવશ્ય સેવન કરવું. સેવા બે પ્રકારની છે. બહારની અને અંતરની. આ બીજી એટલે કે 'માનસી' ઉત્તમ છે.

૧૧. આ સર્વ પ્રભુનો વિલાસ, ક્રીડા કે લીલા છે. તેમાં પ્રભુને જાણવો, અનુભવવો અને તલ્લીન થવું એટલે કે દ્વૈતનું ભાન ન હોવું એ ધ્યેય છે.

૧૨. આવિર્ભાવ અને તિરોભાવ એ પ્રભુની વિલાસ શક્તિઓ છે. માયા એ તેની સર્વભવનશક્તિ છે અને તે શક્તિનાંજ બે અંગ વિદ્યા અને અવિદ્યા છે કે જેથી જીવનાં મોક્ષ અને બંધ થાય છે. ( ત. નિ. ૧. ૩૧ )

ઉપર પ્રમાણેના સિદ્ધાન્તો શ્રીમદ્ વલ્લભાચાર્યજી (મૂ-લપુરૂષ)ના છે. તે સિદ્ધાન્તો તદ્દન એક દેશી નથી, પણ સર્વદેશીય છે. જેમ બુદ્ધના બધાજ વિચારોનો સમન્વય એક શાસ્ત્રીય પદ્ધતિથી (સાયન્ટીફીક સીસ્ટમ) તેમના મુખમાંથી આવ્યો નથી તેમ વલ્લભના બધાજ વિચારો સમન્વય રૂપે એક ચોક્કસ પદ્ધત્તિમાં કહેવાયલા નથી. જગત્ ઉત્પત્તિના વિચારો તેનો ખુલ્લો પૂરાવો છે (ત. નિ. ૧. ૩૭–૪૦). છેવટે તેમનું વલણ ક્રીડાવાદ તરફ વધતું ગયેલુ હોય એમ જણાય છે. અને બાદરાયણ વ્યાસને અનુસરે છે. તેમના પછીના તેમના વંશજોએ તેજ વાદમા તત્ત્વજ્ઞાનને સ્થિર કર્યું. તેમને હાથે બ્રહ્મવાદે અને ભક્તિમાર્ગે સંપ્રદાયનું રૂપ પકડયુ અને તેજ રૂપમાં તે હાલ જોવામાં આવે છે: અને તેનો કેટલો વિકાસ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી થયો તે ઇશ્વરેચ્છા હશે તો ભવિષ્યમાં જણાવવામાં આવશે.

